૪૩૨૭

શુરવીર,

# अमरसिंह राठोड.

રચનાર,

**महन्त नारायणभारती यशवंतभारती**

શુરવીર જગમલ, નાટકદર્પણ, દૂતાંગદ નાટક, ષટમત નાટક અને વસ્તુપાળ ચરિત્રના કર્ત્તા, રાજવલ્લભ અને રસિક પ્રિયાની ટીકા કરનાર તથા કરુણા વજ્રાયુધ નાટક, નિર્ભય ભીમવ્યાયોગ અને પાર્થ પરાક્રમનું ભાષાન્તર રચનાર.

प्रसिद्ध करनार

કુંવરજી વિ. વર્દ્ધમાન શાહ.

ધરાંગધ્રા.

અમદાવાદ,

આર્યોદય પ્રેસ.

સર્વ હક્ક સ્વાધિન.

સવત ૧૯૪૬.—સન ૧૮૯૦.

# अर्पण पत्रिका.

ભાર્તભૂમિ વિભૂષણ અખંડ પ્રૌઢ પ્રતાપી નેકનામદાર શ્રીમન્ મહારાજા ધીરાજ મહારાણા શ્રી ૧૦૮ સર કેશરીસીંહજી સાહેબ બહાદુર કે. સી. એસ. આઈ.

ઇડર.

આપ દેશ સુધારાના તથા દેશહિતના દરેક શુભ કાર્યમાં પરમોત્કંઠિત છે. જેમાં બીજ રૂપ યા તો આધાર રૂપ વિદ્યા તેની વૃદ્ધિ કરવા તથા અસલના સદ્‌ગુણો સ્થાયી કરવાના સાધનો પ્રસરાવવાનો આપનો પ્રયાસ પ્રશંસનીય છે. વળી રાજપુત્રોના સુઘટિત ચરિત જાણુવા તથા તેને પ્રદીપ્ત કરવા અહરનિશ આપનું ચીંતવન રહેલું છે એટલુંજ નહિ પણ આપના દિલમાં આર્યતા તથા ક્ષત્રિત્વનો જુસ્સો સ્ફુરી રહેલો છે. વિગેરે વિગેરેથી આ **अमरसिंह राठोड**નું યા તો તે સમયના રાઠોડ રજપૂતોની નેક ટેક ને વીરત્વતાની બાબતનું પુસ્તક સપ્રેમે આપ નામવરશ્રીની હજુર સાદર અર્પણ કરૂંછું.

તા. | લી૦ હું૦

ધ્રાંગધ્રા. | કુંવરજી વર્દ્ધમાન.

# પ્રસિદ્ધ કર્ત્તાની પ્રસ્તાવના.

શુરવીર અમરસિંહના વીરત્વની અદ્‌ભૂત કથા મારવાડ મેવા-ડ અને માળવામાં ઘણા માન અને હર્ષથી લોકો વાંચેછે. શ્રવણ કરેછે તેમજ આ ગુજરાતમાં પણ એ બહાદુર વીરનું નામ મશહુર છે અને એ કથા મારા સાંભળવામાં પણ આવેલ જેથી તેની સંપૂર્ણ બીના જોવાની મને પણ જીજ્ઞાસા હતી તેવામાં મારા મિત્ર મહન્ત નારાયણ ભારતીએ આ પુસ્તક તૈયાર કીધું એટલે તે છપાવવા મેં માગણી કીધી જેથી સહર્ષ એ ભાઈએ મને પુસ્તક મોકલાવી આપ્યું એટલુંજ નહિં પણ એ સબંધે મને કેટલીક બાબતમાં ઊપયોગી સ્હાયતા આપી પરમ આભારી કીધો છે.

એ ગ્રંથ મને મલ્યો એટલે મેં બે ત્રણ વખત વાંચી જેયો તો ઐતિહાસિક બાબતમાં મને કેટલેક ઠેકાણે કાંઈ કાંઇ ફેર જોવામાં આવ્યો એથી મેં કેટલાક ઇતિહાસો તપાસી એક નોટ તૈયાર કરી પરન્તુ એ નોટ ક્યાંઇ ગુમ થઇ જેથી પુસ્તક છપાવતાં કેટલોક વિલંબ થયો. પણ અદ્યાપી સુધી હાથ લાગી નહિં જેથી આ આવૃતિ તેમની તેમજ પ્રસિદ્ધ કરવી પડે છે.

આ ગ્રંથ "અમરસિંહરાસા" ને આધારે રચાએલ છે. કર્ત્તા ને બીજા ઇતિહાસોની સ્હાયતા નહિં મળવાથી કાંઇ કાંઇ ફેરફાર રહેલ છે તેમજ અમરસિંહનો ઈતિહાસ પણ કાંઈક અપુર્ણ હશે તો આ બાબતમાં વાંચનારી આલમે દર ગુજર કરવું જોઈએ અને જે કાંઇ ફેરફાર જણાય તે બાબતમાં જો કોઇ જણાવવા કૃપાળુ થશે તો બીજી આવૃતિમાં આભાર સાથે સુધારો કરીશું.

આ પુસ્તક પ્રસિદ્ધ કરતાં જે ગ્રહસ્થો તરફથી આશ્રય મળ્યો છે તેઓનો આભાર માનુંછું. મારા સ્નેહી કવિ ગોવિંદ ગીલાભાઈ પાસેથી મેં અમરસિંહના કવિતો મંગાવેલ જે એ ભાઇ તરફથી મને મળેલછે. તે આ નીચે ટાંકુંછું. મોડા મળવાથી જ્યાં જોઇએ ત્યાં દાખલ કરવાનું બની શક્યું નથી.

ધરાંગધરા.
વિ ત્યરંગ ઓફીસ.
તા. ૧-૧-૧૮૯૦

વિ. કુંવરજી વિ. વર્દ્ધમાનશાહ.

---

## कवित.

आनिके सलाबतखां जोर के जनाई बात,
तोरि धर पंजर करेने भई करकी;
दिस्हि पती नाहके चलन चलि बैंको भयो—
गाज्यो गजसिंह ले सुनींहे वात वरकी;
कहे ननत्रारी बादशाहि के तखत् पास,
फरकि फरकि लोथि लोथिन सों अरकी;
हिंदुनकी हद सद राखी ते अमरसिंह,
हाथकी बडाइ के बडाई जम धरकी. १
छांडी सिंह वाहन भवानी दौरी देखनकों,
महेश वृषभ छांड धाए एक सांसमे;
करी कील कारि महाकालिकाे कटक नाची,

वीर भ्रख झर्फ लेत ललत सहासमे;
प्रबल प्रचंड गजसिंह के अमरसिंह,
शाहाजहां आगे घावकीनो तें प्रकाशमे;
अपच्छरा अकाशमें तमासे आई ता समे,
निकारी व्हे जासमे कटारी आमखासमे. २

हर्ष धरी काली औ कपाली मुंडमाली चले,
लाली देख लेहुकी हुलास भयो प्यासेको;
कोप्यो रही राओ रघुनाथ के समान सोही,
सबे राओ उमराओ पर्यो जीय सांसेको;
बादशाह शाहाजहां दुलेहा जगजीपे,
पेहेडी अमरसिंह उठयो रन रासेको;
हार ले ले दौरि तो अपच्छरा पहिराबेकों,
आसन ते उठयो पाक शासन तमासेंको. ३

पावशेर लोह ते हिलाइ सारी बादशाही,
कठिन कटारी काहु आछे कारिगरकी;
उचकि उचकि अंग लेक जब मारे तब,
करक करक कडि तोडी बखतरकी;
कीतने अमीर अंग घाओ लक लक करे,
कीतने सीपाह भागे राह लेई घरकी;

भूप गजसिंहके अमरसिंह आपही के,
हाथकी बडाई के बडाई जम धरकी. ४
बेर बेर बुझ्ष शाह अमरकी कमरमे,
काहुकी कटारी हे सो बुंदी ए बनी रही;
जोधपूर जारी सज सिरोहीमे कीनी पुनी,
धमक मे झलके वाकी वीजरीसी व्हे गई,
कलेजा करकराय फेफसा फरफराय,
मांसनको खाय लेहुनको पी गइः
ऐसी यह काल सम कठोर कटारि सो तो,
अर्जुनको नाक कान बुचो कर ले गई. ५
एकथी कटारि साथ ओर थे न काहु संग,
होते हथीयार पंच हाथ तो न आवतो;
एकथा अमरसिंह दुसरा न नर कोई,
नातो आम खास बीच धुम सी मचावतो,
नोनकी पनाह राख बचाये हे शाहाजहां;
नांतो एक बेर वाको झेरसी चखावतो,
पावभर लो लोहते हिलाई सारी बादशाही;
होती समशेरतो व्हे होरीसी खिलावतो. ६

# પ્રસ્તાવના.

આપણા ભરતખંડની ભૂમિ ઉપર જેમ અયોધ્યા અને ઉજ્જયિની એવાં નામાંકિત નગરો પ્રાચીન વખતથી રાજધાની ભોગવનાર આપણે ગણતા આવ્યા છીએ તે રીતે દિલ્હી પણ અસલથી રાજ્ય ગાદી ભોગવનાર છે, અને તેનાજ તખત નીચે થએલું મહા ભારત માન ભોગવેછે, પણ કાળના પ્રભાવે અને કુસંપના કારણે રાજપુત્રોના ભાગ્ય રૂપી સૂર્ય દેવે **સમુદ્ર સાથે સંબંધ** બાંધ્યો ત્યારથી પ્રતિ દિવસે મોટા ફેરફાર થતો આવેછે અને વીરરસ વિરસ થઈ ગયોછે;

અરેરે!! જ્યારથી દિલ્હીમાં મુસલમાનોનું રાજ્ય સ્થાપન થયું ત્યારપછી કેટલાક ધર્મ ઝનુનિ મુસલમાન બાદશાહો મુર્તિ પુજક હિંદુઓને ગુલામ તરીકે ગણીને, દેવાલયોનો વિધ્વંશ કરી ત્યાં મસજીદો બનાવી, તથા જીજિયા જેવા મોટા કરો નાખી, 'હિંદુઓને વટલાવવા' એજ મોટો ધર્મ માની રાજપુત્રો સામે હમેશને માટે શત્રુવટ રાખી જુલમ ગુજારતા હતા, એટલુંજ નહિ પણ રાજપુત્રોની રૂપવાન કન્યાઓ જાણે તેમનુંજ ઘર શોભાવવા અવતાર ધરતી હોય એમ માનીને તેમની સાથે જબરીથી લગ્ન કરાવવાની ફરજ પાડતા હતા. અને નામાંકિત રાજવંશીઓને ત્રાસ આપી, નોકર તરીકે પગારો આપી, પોતાની કચેરીમાં હાજર રહેવા માટે ભીંતમાં લાગેલી ખીંટિયોને બાંધેલી રેસમની દોરી પકડાવી ઉભી મિસલમાં ઉભા રાખતા હતા! પણ અફશોસ! વખતને અનુસરીને ક્ષત્રિયો વર્તતા હતા, કેમકે જ્યાં સંપ નહિ ત્યાં સંપત્તિને જગો મળતી નથી.

ક્ષત્રિય વર્ગ જેવા બહાદુરો ઉપર એવાં સંકટોનાં વાદળો ઝોકાં ખાતાં હતાં તથાપી પ્રસંગોપાત પોતાનો કુળ ધર્મ છોડતા નહતા, કારણ કે તે વખત સુધી તેમનામાં વીરરસ ભણવાની રસમ વર્તાતી

હતી. અને તેમની સ્ત્રિયોમાં પણ તે અગનો પાઠ કરવાની ચાલ હતી, પણ ગયા બે ત્રણ સૈકામાં કોણે, કેવી રીતે, ક્યાં, કોની સાથે, શ્યા માટે, કેવાં પરાક્રમો કરયાં ? તે વાત અવસ્ય જાણવા જોગ છતાં આપણો ગુજરાત દેશ તેમાં ગેરમાહિત છે એમ જણાયાથી દાખલા તરીકે હવે વાંચવામાં રહેલા વીરરસની એક વાર્તા શૂરવીર જયમલ્લની ગયા વર્ષમાં આ **પુસ્તકમાં** પ્રગટ થવા માટે અમોએ આપી હતી. તે પૂરી થયા પછી ઘણા લોકોને પ્રિય થવે ઈલાહેદી છપાવી પ્રસિદ્ધ કરવા માટે અમારા કેટલાક મિત્રોએ અમારી પરવાનગી મળવા મજમુનની માગણીઓ કરી હતી, તેની સાથે એકાદ તેવીજ વાર્તા બીજી લખવાની ભલામણો આવવાથી જોધપુરના મહારાજા શૂરવીર અમરસિંહે ખાસ બાદશાહ કચેરીમાં કેવું પરાક્રમ કરયું? અને ઘણા જણના પોકારથી તેની ઉમરનો અંત લાવનાર દગલબાજ લોકે તેને ઠાર કરયા પછી તેની લાશ ઉપર દ્વેષ ભાવ બતાવીને મુગલોની ઠોકરો વડે માંસ તુટતું સાંભળીને અમરસિંહનો ભત્રીજો સમશેર બજાવીને કેવી રીતે લાશ ઉપાડી લાવ્યો છે ? તેમજ અમરસિંહના ભાઇ જસવંતસિંહને ઔરંગજેબે કેદ કરયાથી તેની રાણી કેવી તરવાર ચલાવી છોડાવી લાવીછે ? તે વાંચો તો ખરા !! તે વાત લખવા અમે પ્રવૃત્ત થતા પહેલાં તે વખતના કવિએ કહેલાં કવિતોમાંથી એક કવિત નીચે લખી બતાવિએ છીએ, તે વાંચનારના મનને આકર્ષણ કરશે તે ઉપરથી આ વાર્તા પુરી વાંચવાની ઉત્કંઠા થયા વિના રહેશે નહિ.

ગોસાઇ નારાયણ ભારતી યસ્વંત ભારતી.

## कवित.

शाहकों सलाम कर मार्योहे सलाबतखान
लीने न सहाय और कीने ठेर ठागरा
कित्तेक हजारी मार्ये सैनिक संहारे अति
खेलत सीकार जेसें मृगनमें बागरा
भने राजा पान गजसिंहके अमरसिंह
राखी रजपुती तें नवल नर नागरा
पावशेर लोहेसें हलाइ सारी बादशाई
होती समशेरतो छिनाय लेतो आगरा. !!



# अमरसिंहराठोड.



ભરતખંડનું પાયતખત ભોગવનાર ધર્માંધ બાદશાહોના રાજ્ય કાર્યભારની કેટલીક ગુપ્ત નોંધ રાખવામાં આપણા કવિ કુળોએ બતાવેલી ચાતુર્યતા અર્થાત જુલમી ચિતારનો વિસ્તાર પામેલો જોઇને તે, નાબુદ કરવા માટે મ્લેચ્છ રૂપે ભરતખંડ ભૂમિના પ્યારા જેની ચળકતી સમશેરની તીક્ષણ ધારા વડે ધારા અને સમુદ્રના આરા પર્યંત શત્રુઓના મુખેથી હારચા હારચા એમ પોકરાવ્યા અને કુધા-રાને કહાડી સુધારા વધાર્યા તેથી ઘેર ઘેર દારા સારા સારા ગીતો ગાતી એવા પ્રતાપી અકબરે નઠારાનો નાશ કરી સર્વને સંતોષ પમાડયાથી રચાએલા જુલમ પ્રકાશનો નાશ કરવા માટે કવિ કુળોને જરૂર પડી હતી, તે અકબરનો પોતરો શાહજહાં જે વખત દિલ્લીના તખ્ત ઉપર બિરાજમાન થયો તે વખત તેણે એક તખ્ત [1]તાઉસ

---

૧ આ તખત છ ફૂટ ઊંચું, ચાર ફૂટ પોહોળું અને સવાસો-થી અઢીસેં રતી સુધીનાં સવાસો રત્ન અથવા લાલ જડેલ હતું. એકસોસાઠ પન્ના છત્રીસથી બહોત્તેર રતી સુધીના જડેલાં હતાં, સાયબાનમાં તમામ હીરા જડેલા અને મોતી ટાંગેલાં હતાં, ઝાલરતો ફક્ત મોતીની હતી તે તખતના મેહેરાપ ઉપર કળા કરેલો એક સોનાનો મોર જવાહીરાતથી જડેલો હતો, તેના કળાપમાં તદન ની-લમ, છાતી ઉપર એક મોટું લાલ ગળામાં ત્રેસઠ રતીનું મોતી લ-ટકતું હતું તેની જોડે એકસોને સીત્તેર રતીનો મોટો હીરો હતો, તે તખ-

તથા હાલ સુધી હિંદમાં પ્રખ્યાતી ભોગવતું આગરાથી થોડે દૂર તાજગંજમાં એક રોઝું બનાવ્યુંછે જેને તાજબીબીના રોઝાના નામથી આપણે ઓળખીએ છીએ, તે શાહજહાં અકબરથી ઉતરતા દરજ્જે છતાં રાજનીતિ સારી ચલાવતો હતો તથાપિ પૂર્વેના બાદશાહોનો કાંઈક પ્રકાશ પડતો હતો, પણ તેના વખતમાં જોઇએ તેવી સમાધાની ન હતી કેમકે સ્ત્રિયોની કેટલીક વાતો પોતે માન્ય કરતો હતો. તેમજ સલાબતખાન નામે એક હલકા દરજ્જાના મુસલમાનની રૂપવાન બેન સાથે લગ્ન કરયું હતું તેથી સલાબતખાનને રાજ્યના બક્ષી જેવા મોટા હોદ્દા ઉપર ચડાવી દીધો હતો, તે બક્ષી ચાડી કરવાના કામમાં કુશળ અને બેઅદબી બોલવામાં બહાદુર હતો.

શાહજહાં તખતનશિન થયો તે વખત આકાશની મુલાકાત ઈચ્છનાર લાંબા શિખરોવાળા પર્વતો ઉપર શોભિતા કિલ્લાના માલિક રાઠોડ કુળદીપક જસવંતસિંહ જે વખત કાબુલની લડાઇ જીતવા ગયો તે વખત તેનો મોટો ભાઈ અમરસિંહ શાહજહાંની હજુરમાં હાજર રહેતો હતો પણ કાંઇ ઊંડા ભેદથી શાહના સાળા સલાબતખાન સાથે ધસાતું ચાલતું હતું તેથી એક બીજા સામે હરીફાઇના પેચમાં ખેલતા હતા પણ બાદશાહ તે વાતમાં જાણતો નહતો.

---

તનું સાયબાન બાર ચોબો ઉપર હતું, જે ચોબો નવથી બાર રતીના ગોળ મોતીઓથી જડેલી હતી, તે તખ્તની બન્ને બાજુ બે છત્ર હતાં, તે છત્રની દાંડીઓ આઠ આઠ ફુટ લાંબી અને નીચેથી ઉપર સુધી તમામ હીરાઓમાં ડુબી રહી હતી, આ તખતની કિમ્મત સાત કરોડ અને દસ લાખ રૂપૈયાની હતી.

અમરસિંહ બુંદીની હાડી રાણી સાથે લગ્ન કરીને દિલ્લીમાં પોતાના મુકામે લાવ્યા પછી તેના પ્યારમાં લુબ્ધ થવે સાત દીવસ સુધી બાદશાહની કચેરીમાં ગયા નહિ, તે વખત સલાબત જેવા દુશ્મનને ખરેખરો લાગ આવ્યો, તે સાધવા માટે બાદસાહના કાનમાં તીરની પેઠે લાગીને ચુગલી કરી કે, અમરસિંહ સાત દીવસથી કચેરીમાં મુજરો કરવા આવતો નથી એ મોટી બેઅદબી કરી છે! એટલુંજ નહિ પણ બાદશાહને અપમાન ભરેલા શબ્દો વાપરવાને તેણે ઉન્મત્તપણે એક નીયમ લીધો છે, માટે યોગ્ય શાસન થવામાં કોઈ પ્રકારે રેમિયત થશે તો તેની બરોબરીના બીજા રજપુતોને એક તરેહનો રસ્તો મળશે. એવી વાંત સાંભળીને કોપાયમાન થએલા શાહજહાંએ તેના દંડનો ઠરાવ લખી લાવવા ફરમાન કરયાથી બક્ષીએ પ્રત્યેક દીવસના લાખ રૂપૈયા ગણી સાત લાખનો દંડ કરીને હુકમ પેશ કરયાથી તેના ઉપર શાહે સહી કરી, એ વાત ચરચાતી અમરસિંહના સેનાપતિ હરિસિંહના જાણવામાં આવ્યાથી તાબડતોબ મુકામે જઇ અમરસિંહ પ્રત્યે હરિસિંહે કહ્યું કે, મોહોબત બતાવનાર સ્ત્રી સાથે મોહીત થઈને નિષ્ચિંતપણે મોજ કરોછો પણ સલાબતખાને પોતાનો દાવ સાચવીને સાત લાખ રૂપૈયા દંડ લેવા બદલ હુકમ કરાવી લીધો છે. એવું સાંભળતાંજ ધનુષાકાર ભ્રકુટી ફેરવીને.—

**અમરસિંહ**—રે! હરિસિંહ, મારી પાસેથી દંડ લેનાર દક્ષણ દિશાનો માર્ગ પકડનાર કોણ છે? (ભારે ક્રોધથી) જાઓ આપણા બાર હજાર ઘોડાઓ ઉપર જીન મંડાવી સર્વ તૈયાર થાઓ!!

રજપુતોને તૈયાર થવાનો હુકમ મળતો તે વખત તે લોકો સંગ્રામનોજ સામાન સજવાનું સમજતા હતા તેથી પાંચ વર્ષના ઘો-

ડા પચીસ વર્ષના પુરૂષો કેશરીયા પોશાક સાથે બખતર પાખર અને અનેક પ્રકારનાં આયુધોમાં ચડેલી પણ છોવાળી કમાનો ઉપર ૫ર ફરતાં પિંછ અને તિક્ષણ અણીના બાણો જાણે શત્રુની ચુગલી કરીને તેજ દુશ્મનોના શરીરને ભેદવા માટે ક્ષત્રિયોના કાનમાં વાત કરતા હોય એમ કેટલાક પુરૂષોએ રૂપ દેખાડવા માંડ્યાં, અને કેટલાકના બાણો તો શત્રુઓના રૂધિરમાં સ્નાન કરયાં નથી ત્યાં સુધી લજ્યા પામીને નીચે મુખે ભાથામાં રહેલાં છતાં જેને ઘોડાઓ પોતાના નૃત્યવડે આનંદ પમાડવે જાણે ઉછળતાં હોય એવા ભાવ બતાવવાથી સરખે સરખા જવાન યોદ્ધાઓ અપ્સરાઓને વરવા માટે પોતાના કાન સુધી વળેલા ગુચ્છાદાર કેશોમાં તેલ અને ફુલેલ લગાડતાં જેનાં ચોબગલાં અંગરખાનાં કસીને બાંધેલા બધા તોડીને છાતીનો ઉઘાડો ભાગ દેખાવા લાગ્યો, તેમજ શૌર્યના જુસ્સાવડે શરીરનાં ઉભાં થએલાં રોમ વસ્ત્રને ભેદીને પાર નીકળી જતાં હતાં, એ રીતે શૂરવીરોનો સજેલો સાથ જોઇને અમરસિંહે પોતાને આખા જગત્માં ઓળખાવનાર સહાયકારી ઇષ્ટનું આરાધન કરી ઘોડા ઉપર સ્વારી કરી, તે વખત, એક બાજુ ઉપરથી છીંક થઈ તે સાંભળીને રાઠોડના કુળ ગોર ભગવાનદાસે તાતકાળ જવાની મનાઈ કરી, તે ઉપરથી અમરસિંહે જવાબ આપ્યો કે, જેમ પ્રારબ્ધમાં લખેલા લેખ મટનાર નથી તેમ ક્ષત્રિયોની ચડેલી સ્વારી પાછી હઠનાર નથી, વળી જન્મ અને મરણ સમયમાં શકુન હોતા નથી, લગ્નનો ઠરાવેલો દીવશ લોકો ખોતા નથી, જેમ વિધવાઓને કપાળે તિલક હોતાં નથી તેમ મરવા માટે જન્મેલા રજપુતો શકુન જોતા નથી, જેમ વેદ પારંગત થએલા ઋષી મુનિ આદી ષટ્ રિપુને ત્યાગી બ્રહ્મને

ઓળખે છે તેમ યુદ્ધમાં ચડેલા ક્ષત્રિયો સંસારના મોહ અને અપ-શકુન ત્યાગી સત્વર સ્વર્ગને શોધી કહાડે છે, એ પ્રકારે બોલીને ચા-લવા માંડેછે, તે દેખીને અમસિંહને નહિ જવા દેવા માટે ભગવાન-દાસ અન્તઃપુરમાં જઇ હાડી પ્રત્યે કહેવા લાગ્યો કે, આ પ્રસંગે ઉદ્ધતપણાનું પરિણામ માઠું ઉતરે એમ શકુન સુચવે છે માટે, આ-પે જતી સ્વારીને પાછી વાળવાને યોગ્ય ઉપાયો રચવા અવસ્યના છે, એવું સાંભળતાંજ રાણી સજેલા શ્રૃંગાર સહિત સ્વારીમાં આવી ઘોડા ઉપર ચડેલા અમરસિંહને પ્રણામ કરી તેના ઘોડાની લગામ પકડીને બોલી કે, આ વખત કચેરીનો ન છતાં આપ પધારો છો તેમને દુરસ્ત લાગતું નથી માટે પાછા ફરો, કારણ કે–મારા અન્તઃ-કરણમાં અપશકુનની સ્ફુર્ણા થાય છે! જેમકે વિના ચોમાસે વાદ-ળનો ઘેરાવો થઇ વીજળી ફલંગો મારતી હોય એમ ભાસે છે! માટે સાત લાખની સું વિશાયત છે? તમારે જોઈએ તો મારા પિતાને લખી નવ લાખ મગાવી શકું છું.

**અમરસિંહ**—પ્રિયા ઘરમાંથી નીકળતા મનાઇ કરી હોત તો તમારૂં વચન સર્વથા માન્ય કરતો, પણ ઘણીજ દિલગિરી સાથે ક-હેવું પડે છે કે, તમારૂં કોઈ પ્રકારે અપમાન ન થાય તો વધારે સારૂંછે.

**રાણી**—દ્રવ્યનો ભુખ્યો બાદશાહ હોય તો આ લ્યો, મારો નવ કરોડનો આ રત્નજડિત મનોહર હાર (હાર ઉતારીને આપતાં).

**અમરસિંહ**—તેવો કીમતી માલ જોધપુરના દરબારમાં નથી એમ તમારે સમજવું નહિ, અને તારા પિતાની મોટાઇ ન કરતાં રે, અમર અર્ધાંગા, વીરકાર્યમાં વાક વિઘ્ન કરવા માટેનું તારૂં બોલવું વૃથા કર.

**રાણી**—મહારાજ, મારો જન્મ થતાં પેહેલાં મારી માતાનું મ-

શું કેમ ન થયું ? કારણ કે હાડીને જન્મ આપી જગતના જુદા જંજાળમાં ફસાવીને મનુષ્ય જન્મનું સાર્થક ખોવરાવ્યું ! અરે, મારૂં સગપણ કરનાર કુળ ગોર અને હજામને આવી અકલ કોણે આપી હતી?

અમરસિંહ—બ્રાહ્મણ અને હજામની અકલ વપરાણી નથી પણ તારા બાપનો આગ્રહ અમે જોયો હતો.

રાણી—(મોટો નિસ્વાસ નાખીને) મારો બાપ મરજો, મને પાછી મોકલો.

અમરસિંહ—ફીકર રાખીશ નહિ જીવીશું તો ફરીને મળીશું. નહિતો છેજ.

રાણી—(ક્રોધ યુકત) મારા પિતાને એવી ખબર નહતી કે, તમે જોધપુરના રાજા ન છતાં દિલ્હીના નોકર છો. કહેવત છે કે " ચાકર અને કુતરાનો એકજ સ્વભાવ હોય છે!! અર્થાત્ જેનો રોટલો ખાવો, તે બોલાવે કે તુરત જવું જોઈએ, એવાં વચનો સાંભળતાંજ કોપાયમાન થએલા રાજાએ દિલ્લીમાં જઈ પોહોચ્યાનું સ્વરૂપ દેખાડતાંજ રાણી મેહેલ ઉપર ચડી ગયા પછી સુવર્ણના દસ્તે જડેલા હીરાવાળી ઘણીજ નાની છતાં અતિ જળદાર, રેસમની દોરીથી બાંધેલી એક કટારી નીચે ઉભેલા રાજાની પાસે લટકાવી, તે લઇને ખુસી થએલો અમરસિંહ બોલ્યો કે, શાબાશ વીર વનિતા, તેંતો મોટી મેહેરબાની કરી કારણ કે, કચેરીમાં શસ્ત્ર લઇ જવાની પરવાનગી નથી, એમ તમારા જાણવામાં હોવાથી સમય સુચકતા ઠીક વાપરી છે! એવું સાંભળીને રાણી બોલી કે, તમે દરબારમાં જાઓ છો પણ આ ગુલાબના દારૂનો ભરેલો પ્યાલો મારા હાથમાં રહેલો છે, અને મારો હાથ કોને પકડાવો છો?

**અમરસિંહ**—(દારૂનો પ્યાલો મગાવીને પીધા પછી) બારવર્ષના રામસિંહ પુત્ર, બલ્લુસિંહ, ભાઇસિંહ અને મારો પગડી બદલ મિત્ર રસ બાજખાં કેથળી, એ ચારેને તારો હાથ પકડાવ્યો છે (એવું સાંભળીને દિલગિરી સાથે પાછી મેહેલમાં પેસી ગયા પછી)

**દાસી**—અન્નદાતા, ગુલાબ જેવો રંગ છતાં હળદરને શામાટે લજવી તેમજ ભરેલો સમુદ્ર[1] શુષ્કતાને કેમ પામ્યો ?

**રાણી**—દાસી, ગુલાબનું પોષણ કર્તાં માળીનું ગમન થવે અને અન્તકરણમાં ઉઠેલી અગ્નિના દાહવડે તેમ બનેલું છે, પણ સલાબતખાન જેવા દુસ્મને રાજાની ખોટી ચાડી ખાધી છે તેમાં હવે શું નીપજશે ? (વિચાર કરીને) હું તો નક્કી કરી બેઠી છું કે, જરૂર બાદશાહને મારશે? અથવા બાદશાહ તેમને મારશે ! એવી વાતો થાય છે એટલામાં બીજી તરફથી અમરસિંહની સ્વારી આગરાના દરવાજા નજીક જઈ પોહોચી, તે વખત પોતાના સ્વારો સહિત ત્યાં ઉભો રહીને પ્રથમ જેસલમેરના ગોકળદાસ ભાટી, કિશન હજામ અને રામચંદ ખાસદારને બાદશાહની કચેરી ભરેલી છે કે નહિ, એવી તલ્લાશ કરવા મોકલ્યાથી તેઓ શહેરમાં દાખલ થઈને ચાંદની ચોકમાં બન્ને જણને ઉભા રાખી ગોકળદાસ આગળ ચાલે છે એટલામાં હાથી ઉપર બેઠેલો સલાબતખાંનને આવતો દેખી ગોકળદાસે વિચાર કર્યો

---

૧ નેત્રમાં પાણી ભરેલાં હતાં તેથી સુકાઇ ગયાં ? અને ગુલાબ જેવો રંગ છતાં પીળો કેમ થયો ? તેના જવાબમાં અંતઃકરણમાં અગ્નિથી સમુદ્ર (આંસુ) સુકાણો છે એટલે શૂરવીર સંગ્રામમાં જાય તે વખત તેની સ્ત્રીએ રોવું ન જોઇએ.

કે, મેં આને કોઇ દીવશ સલામ કરી નથી પણ હવે છેલી સલામ કરવી એમાં કાંઇ ફીકર નથી, એમ જાણીને બોલ્યો કે, સલાબતખાન, સલામ છે, સલાબતખાન કહે છે, સલામ તમને, તમારા કુળને અને તમારા જોધપુરને વાહ! આજ કાંઇ નવાઇ જણાય છો!

ત્યાર પછી ગોકળદાસ કચેરીમાં જઇ તપાસ કરતાં બાદશાઈ દરબાર બરખાસ્ત થયો દેખીને પાછો ફરી અમરસિંહને સમાચાર કહીને, સલાબતખાન મળ્યાના સમાચાર કહ્યા પછી પુછ્યું કે, તમને તે મળ્યો હશે તે વખત કાંઇ બોલ્યો હતો? અમરસિંહ કહેછે કે, મને મળ્યો તે વખત એવું બોલ્યો કે, પ્યારા અમરસિંહ, દરબારમાં તમારી વાત ડગતી હશે તો હું સંભાળી લઇશ, પણ ઘણા દીવશે આવ્યા એ ઠીક કરયું નથી તથાપી મને સલામ કરશો તો સાતલાખનો દંડ માફ કરાવીશ, એવી રીતે સલાબતખાનની વાત સાંભળીને ગોકળદાસે અધિરપણે પુછ્યું કે, તમે સલામ કરી? અમરસિંહ કહેછે ના, મેંતો એમ કહ્યું કે, અમારી ડગતી વાત તું શું સંભાળીશ? પરમેશ્વર સંભાળનાર છે. સિંહના બાળકો હાથીને દેખી ડરતા નથી.

ગોકળદાસ—ધિક્કાર છે રાજપુત્રોને કે, સલાબતખાનનો બાપ આપણા ઘેર અઢી રૂપૈયાનો નોકર છતાં સલાબતે પોતાની બેન શાહને આપી હાથી નશીન થયોછે તેને સલામ કરવી એ આપનો ધર્મ નથી માટે ઠીક કર્યું પણ લાગ છતાં છોડયો કેમ?

અમરસિંહ—(પોતાના ગજવામાંથી નવસોના મહોર એક હાથમાં બતાવીને) આ આપવાથી સાહ રાજી થશે કે? છોડેલાને માટે પછે બતાવાસ,

**ગોકળદાસ**–નાજી.

**અમરસિંહ**-( બીજા ગજવામાંથી કટારી બતાવીને ) આણે રાજી થશે ?

**ગોકળદાસ**–એતો અહીં બતાવવાની છે પણ દરબારમાં નહિ, કેમકે ત્યાંતો મુસ્કીલ છે. ઘરમાંજ બતાવીને રાજી થવાનુંછે, એમ વાત ચીત થયા પછી પોતાના મુકામે જઈ બીજે દીવસે કચેરીના વખતે અમરસિંહ હાજર થઇને નવ મહોર નજરાણો મૂકી પોતાની મિ. સલ કરતાં મોટા દરજ્જાની મિસલ ઉપર ઉભો રહ્યો, તે દેખીને સલાબતખાનનો તપાસ કરતાં પોતાના મુકામે ગયાની ખબર મળ્યા પછી થોડી વારે આવ્યો એટલે બાદશાહે કહ્યું કે, આ હિંદુ તારો જમાઈ છે ? કે જેથી બાર હજારના પગારવાળા અમીરની જગો ઉ- પર ઉભો છે તેની સંભાળ કેમ નથી રાખી ?

**સલાબતખાન**—( અમરસિંહને ) ગમાર, તારી જગો ઉપર ઉભો રહે.

**અમર**—અરે ! મ્લેચ્છ, ગમાર તું અને તારો બાપ મોઢું સં- ભાળીને બોલ.

**સલાબત—ઊંટની સ્વારી ભૂલી ગયા કે ?** ( ઊંટ ઉપર ચડવું ગમારી પણાનું છે અને ગમાર ખેડુ વગેરેને બોલાયછે તેથી).

**અમર**–(મનમાં) દિલ્લીમાં બોલાશે કે, આ ગમારની સ્વારી જાયછે એમ વિચારીને ધુસ્સાથી. પ્રકાશમાં-અરે તુરક, તું કહેનાર ગમાર કોણ છે ?

**સલાબત**—(અમરસિંહની આકૃતિ જોઈને દૂર જતો રહ્યો તે દેખી બાદશાહે અમરસિંહને તે જગો ઉપરથી દૂર કરવા હુકમ કર્યો

તેથી પાછો આવીને ) અરે હિંદુ, તમારી જગો ઉપર જઈને દંડ આપો.

**અમર**—શું તમને દંડ આપું ? (એમ કહીને કટારી બતાવેછે તે દેખીને સલાબતખાન પાછો નાઠો એટલે છટકી જશે એમ જાણીને તથા ગોકળદાસની વાત યાદ લાવીને) અરે શાહના સાળા, લે દંડ વસુલ કર.

**સલાબત**—શાહની હજુરમાં આપો.

**અમર**—(સિંહની પેઠે ગર્જના કરીને એકજ ફાળ ભરી સલાબતખાનના કાળજામાં કટારી ભોંકી તુરત મારી નાખ્યાથી આખી કચેરીમાં) પકડો, પકડો હિંદુને પકડો ( આવો કળાહોળ થયા છતાં કોઈ પકડી શકતું નથી તે જોઇને)

**શાહજહાં**—અમરસિંહ ખુદાને વાસ્તે તુ પોતાના મુકામે જા, અને આવતે કાલે સાત હજાર રૂપૈયાનો તારો પગાર કરી આપીશ !!

**અમર**—આજ મારા મુકામે જવું મને ગમતું નથી માટે હું તો અહિંજ રહીશ !!

**શાહજહાં**—અરે, તેં મારેલા સુબાનું ખુન તને માફ કરૂંછુ અને તેની સાથે તારો દંડ પણ માફ છે.

**અમર**—સલાબત જેવા ચાડીયા હજી બે ત્રણ છે, માટે આજની રાત હુંતો અહીંજ રહીશ !! (એવું સાંભળીને શાહ નાઠો એટલે બધાય નાસી જાયછે)

આ વખત અમરસિંહનો સાળો અર્જુનમલ્લ ગૌડ અને ખલીલખાં મુગલ એ બન્ને પડેલી જાજમને પોતાના અંગે લપેટીને

તડિત્તાની પેઠે ગોટવાઈ ગયા ! આવો દેખાવ પોતાની નજરે દેખનાર સલાબતની બેન ત્રાશ પામીને શાહને

બેગમ—અરે ! આ વખત આપના સીત્તેર અને બહોત્તેર ક્યાં મરી ગયા ?

શાહજાદાં—તું બોલીશ નહિ, તે સિંહ બચ્ચો છે, તેને જવા દે, અમર સાંભળી જશે તો અહીં સુધી આવી પોહોચશે અને આવા બચ્ચાને મરાવી નાખવો એ ઠીક નહિ, કોઈ વખત ઉપયોગી થઈ પડે.

બેગમ—પણ મેહેલ ઉપર ચડીને હાક તો મારો કોઇ છે કે નહિ ? (બાદશાહ તેમ કરેછે એટલે અમરસિંહનો શાળો અરજણમલ્લ ગોડ અને ખલીલખાં, એમણે શાહનો અવાજ સાંભળીને હળવે હળવે પરસ્પરમાં)

અરજુણમલ્લ—(ખલીલખાને) શાહ બોલાવે છે.

ખલીલખાં—(ઊંચું માથું કરીને જોતાં સ્ફાટિકના સ્તંભમાં પરછાયો દેખીને અરે, અમર તો અમર ઉભો છે

અરજુણમલ્લ—અરે ! આતો દીપકના પ્રકાશવડે એક સ્તંભનો પરછાયો બીજામાં પડેછે (પરછાયો નકી થયા પછી શાહના મેહેલ નીચે જઈને) હાજર છીએ જહાંપનાહ.

શાહજાદાં—કોણ છે ? (બન્ને જણે પોતાનું નામ બતાવ્યાથી) તમે વખતનો પગાર ખાઈને અમરસિંહને મારતા નથી ? (એવું સાંભળીને.)

અરજુણમલ્લ—સ્ત્રીયો રોટલા કરવા બેસે છે તોપણ પોતાની પાસે લોઢાનો તવો પાંચશેર વજનનો રાખે છે પણ, અમારી પાસે

તો ફાટેલું કપડું સાંધવાની સૂઈ પણ રહેતી નથી (એવું સાંભળીને શાહ ગચ્ચીમાંથી પોતાની બે તરવારો દોરીવડે બાંધીને લટકાવે છે તેનો પ્રકાશ ચંદ્રના અજવાળે પડતો જોઇને અમરસિંહ આવ્યાના અંદેશાથી બેગમ ચમકીને બાદશાહના અંગ ઉપર પડે. ત્યાર પછી બન્ને જણે બે તરવારો લઈને અમરસિંહ કચેરીમાં ફરતો હતો તે-ની પછવાડે આવીને ખલીલખાંએ તરવાર ઉપાડી તેના પગનો પર-છાયો જોઇને બોલ્યો કે પાછળથી ઘા કરનાર કોણ છે? એટલું સાંભળતાંજ બન્ને જણા નાઠા તે વખત દરબારમાં છંટકાવ માટે ખોદેલો કાચો કુવો હતો તેમાં ખલીલખાં પડી ગયો તે જોઇને શાહ કહેછે હાય હાય! હિંદુ કટારી મારીને કુશળપણે પોતાને ઘેર જાયછે !!

અ૦સિં૦—(ધીરેથી) ખલીલખાં,

ખલીલ૦—અરે! હિંદુ, કાંઈક દિવસ જીવવાની આશા રાખતો હોય તો ધીરેથી ખસી પડ, અને મારી પાસે આવી બેસ! હુંતો આ કુવો ખોદાવનારનો ઉપકાર માનુંછું, અગર મારી પાસે પૈસા નથી તોપણ સવારે જીવતો નીકળીશ તો, વ્યાજે કાઢીને આ મારા પ્રાણ રક્ષક કુવાને પાકો બંધાવીશ !! માટે મારૂં કહેવું માનીને તું પણ આવ, તારી પાસેથી ખરચમાં ભાગ લેનાર નથી, હું એકલોજ કરજ ભરીશ.

(અરજણમલ્લે આ વાત કબુલ કરી નહિ અને બાદશાહની મેહેરબાની મેળવવાની ઇચ્છા રાખીને પોતાના સગા બનેવીને દગાથી ઠાર કરવાના ઇરાદે અમરસિંહની પાછળ જાય છે એટલે તેના પગનો અવાજ સાંભળીને.)

અમરસિંહ—પાછળ કોણ આવેછે! (એવું સાંભળીને સિં-

હની આગળ જેમ શિયાળ લટુકડાં કરે તેમ કરતો પ્રણામ કરીને.)

અર્જણુ૦—ક્ષત્રિયવંશના શિરોમણી, આપ જે રસ્તે જવા ઇચ્છો છો તે રસ્તે પ્રચંડ ભુજદંડવાળા ઘણા મુગલોનો પેહેરો છે, એટલે ત્યાં થઈને જવું કઠિણ પડશે માટે (આંગળીવડે એક દરવાજાની બારી દેખાડીને) આ રસ્તે ચાલો. (અમરસિંહને વિશ્વાસ નહિ આવવાથી.)

અમર૦—મરણની ભીતીથી હું ડરતો નથી પણ દગાથી તેમ ન થાય તો સારૂં.

અર્જણુ—(ગંગાજીના સોગન ખાઈને) પૃથ્વી, આકાશ અને મેરૂ ડગે તોપણ હું દગો કરનાર નથી, તેના શાક્ષી ચંદ્ર, સૂર્ય, રામ, કૃષ્ણ અને તેત્રીશ કોટી દેવ છે. આવી પ્રતિજ્ઞા સાંભળીને તે તરફ ચાલવા કબુલ કર્યું પણ પોતાની આગળ અર્જણમલ્લે ચાલવું એમ કહેવાથી અર્જણમલ્લે પોતાની કપટ જાળ પાથરીને નીતિનો ભાવ બતાવ્યો કે, આપ નૃપતિ છો અને હું નોકર છું, વળી પાછળના ભાગે આપનું રક્ષણ કરવું એ મારો ધર્મ છે, એટલુંજ નહિ પણ આપ ગેરમાહિતને હું રસ્તો બતાવતો ચાલું એ કેવું અયોગ્ય છે! માટે આગળ રાઠોડ અને પાછળ ગૌડ.

એવું બોલવાથી અમરસિંહને વિશ્વાશ આવવે પોતે આગળ ચાલીને બારીની અંદર જાયછે એટલે, લાગ સાધીને પાછળથી તરવાર ચલાવવે અમરસિંહની સિંહ કટીથી ઉપરનો ભાગ જુદો જવે, માથા સહિત ધડ નીચે પડતું જાણીને પોતાના હાથમાં રહેલી કટારી ફૂંકી મારતાં અર્જણ મલ્લના હોઠ, નાક અને ડાબો કાન છેદીને બાદશાહી કચેરીના થંભામાં પેઠી! (તેનું ચિન્હ અધપિ સુધી રાખવા-

માં આવ્યું છે અને કેટલાક લોકો તે ઠેકાણાની પુજા કરેછે) ત્યાર પછી અમરસિંહ બોલ્યો કે, તુળશીદાસે કહેલું ખોટું નથી.

## अर्ध चोपाइ.

नमन नीचकी अति दुखदाइ,

जिमि अंकुश धनु उरग बिलाइ.

નીચનું નમવું અતિ દુખદાઈ છે, જેમ નમેલો અંકુશ હસ્તિનો મદ હરેછે, નમેલું ધનુષ પરનો પ્રાણ હરેછે તથા નમેલો સર્પ દોડ મુકી દંશ કરેછે અને નમેલી બિલાડી મારતાં વાર કરતી નથી. તેમજ વૃંદે પણ કહ્યું છે કે,

## अर्ध दुहो.

नमन चांच जल कूपकों,

जीवन हरि ले जात.

ચાંચો (લાકડાની) નમીને કુવામાંથી જળરૂપી જીવન અને બીજી રીતે જીવન એટલે જીવતરને હરણ કરેછે.

વળી,

## दुहो.

नमे नमेमें फेरहे, ब्होत नमे नादान;

दगलबाज दुना नमे, चित्ता चोर कबान.

અમરસિંહનું શરીર પડ્યું સાંભળીને કોઈ એક કવિએ કહ્યું કે,

### દુહો.

અમરસિંહ અમર થયો, સુણજો સકળ જિહાંન;
શાહ તણા દરબારમાં, હણ્યો સલાબતખાન.

ઉપરનો દુહો સાંભળતાંજ સલાબતનો મિત્ર મલુકચંદ ખત્રી છુપી રહ્યા હતો તેણે બાદશાહને મોટા અવાજે ખબર આપી કે, અમરસિંહના મરણના શોક કરતાં તેની લાસ માટેનો શોક વધારે કરશે, માટે તેને ઉપડાવી બહાર ફેંકાવવો જોઇએ.

**શાહજહાં**—તું જેમ કહે છે તે પ્રમાણે કરી આવ.

**મલુકચંદ**—તે લાસ હું એકલો ઉપાડી શકું નહિ.

**શાહજહાં**—દરીયાખાં, મુસલેખાં, મીરખાં અને બીજરખાંને મારો હુકમ સંભળાવી દે (મલુકચંદ તેમ કરે છે તેથી તે ચારે જણા લાસને ઉપાડી ચાંદની ચોકમાં ઉભેલા ગોકળદાસ ભાઠી પાસેં લાવી નાખે છે તે પછી.)

**મલુકચંદ**—અમરસિંહને દરવાજા બહાર નાખી દરવાજો બંધ કરો (એવું બોલતો સાંભળીને.)

**ગોકળદાસ**—સલાબતને સલાહ આપનાર તારા વિના ત્યાં તેને બીજો કોઇ પસંદ પડતો નથી, એવા સમાચાર આવ્યા છે માટે, સત્વર વિદાય થા (એમ બોલીને તરવાર ખેંચી તેની ગરદનમાં મારતાં એકના બે મલુકચંદ કરી નાખ્યા, તે વખત ઉભેલા પચાસ મુગલોમાંથી એક મીરખાંએ ખડગ ચલાવીને અમરસિંહની લાસ જેવો ગોકળદાસને કરી નાખ્યો, તે દેખીને કીશનદાસ હજામ બોલ્યો કે, હાય ! શું કરૂં ? મહારાજાએ મારી કટારી છોડાવી નાખી છે તોપણ મારી મસાલનો દાંડો મજબુત છે, એમ કહી એક છલંગ મારીને એક

મુગલના હાથનો ભાલો છીનાવતાં તે ભાલાનું ફળ નીકળી તેના હાથમાં આવ્યું, તે ફળ મસાલના દાંડામાં બેસાડીને હસતખાં અને દરીયાખાં વગેરે સત્તર મુગલો મુળગા નહતા કરી નાખ્યા! પણ છેલી વખત પોતાનો ભાલો ચલાવતાં મસાલનો દાંડો ભાગી ગયો અને ભાલાનું ફળ મીરજાંમીરની છાતીમાં રહી ગયું તેથી લાચાર થઈને ઘોડો દોડાવતો બહાર નીકળ્યો તે વખત તેને ખબર મળી કે, રાઠોડના આવતા માણસોને કાપી નાખવા માટે રસ્તામાં ચોદ મુગલ લોકો દીવાનું અજવાળું કરીને બેઠા છે, એવું સાંભળીને પોતાના લુગડાં પાણીમાં તર કરી ઘોડાને દોડાવતાં ડાબે જમણે ભીજેલાં કપડાની એક એક ઝપટ મારવે સળગતા દીવા બુઝી ગયા એટલે, દૂર દૂર બેઠેલા મુગલો ભેગા થઈ ગયા અને અમરસિંહના માણસો છે એવા ભરૂંશે પરસ્પરમાં તરવાર ચલાવીને જેમ ફકીરના તકીયામાં મુસાફરો આળોટતા હોય તેમ થઈ ગયું! ત્યાર પછી દરવાજે આવીને બે દરવાનોને ધુરકી બતાવીને દરવાજો ઉઘડાવી અમરસિંહના નવલખ્ખા મેહેલમાં આવી પોહોચ્યો તે વખત તેને દેખીને.—

**રામસિંહ**—કેમરે કીશના, તું દરબારમાંથી આવે છે માટે કુશળતા કહે.

**કીશનદાસ**-(બાદશાહે આપેલી સર્વ પ્રકારની માફી કહી રહ્યા પછી) બીજું તો મારાથી કાંઈ કહેવાય નહિ (આંખમાં પાણી લાવીને) અરે રે !! મહારાજની લોથ કચેરી બહાર પડીછે તે લાસને મુગલ લોકોની ઠોકરો લાગવાથી માંસ તુટી પડેછે !!!

**રામસિંહ** શું મહારાજા અમરસિંહની ?

**કીશન૦**-ગોકળદાસ બાદી માટે પણ તેમજ છે।

**રામ૦**-(પોતાના પલંગમાંથી ઉછળીને) અરે, કોણ છે?

**એક ભોઇ**—આજ્ઞા કુમાર સાહેબની.

**રામ૦**-તું જા, અને કાકીજી સાહેબને મારો મજરો કહે, તેની સાથે એમ પણ કહેજે કે, જીવતા રહીશું તો મળીશું! નહિ તો છેલ્લા જવાર છે! (વળી ક્રોધાવેશમાં) અરે, મારા પ્યારાઓ, ક્ષત્રિય વંશનો અંશ ક્યાં ગયો? ચાલો મારી જોડે તૈયાર થાઓ, પણ જેને સ્ત્રીયો પ્યારી હોય તે નહિ. (આવું સાંભળીને એક થાળના જમનાર અને એક ઢાલ નીચે મરનાર એવા ૫૦૦ જવાનો તૈયાર થયા દેખીને-

**રાણી**-શું મહારાજને કાંઈ ભીડ પડી છે?

**રામસિં૦**-કેમ પ્યારા જવાનો, ફક્ત ઘોડાજ કુદાવશો કે આગરાનો દરવાજો કુદાવી મન માનતી રીતે રંગે રમશો?

**રજપુતો**—બન્ને કામ કરીસું?

એ રીતે વાદ વિવાદ કરતાં કબાનમાંથી છુટેલા બાણોની પેઠે દોડતા ઘોડાના પગવડે ઉડતી રજે ઉદય થતા સૂર્યનો સુવર્ણ રંગ બદલાઇને જાણે તોપમાંથી તુરતનો નીકળેલો ગોળો પડયો હોય તેવો દેખાતો હતો, અને કાન પર્યંત કસેલી કબાનોવાળા જવાનોએ અશ્વોની છુટી મુકેલી લગામોવાળા પુર પટ્ટીમાં જતા ઘોડાઓના વાગતા ડાબડાના અવાજો સાંભળીને શત્રુઓએ જાણ્યું કે પૃથ્વીએ પોતાની પીઠ રૂપી નગારૂં રજપુતો માટે આજજ આપ્યું હોયા વળી, કંપાયમાન થએલા તાઈ, પિંજારા અને હજામો જેવા લોકોની સવારમાં બેઠેલી પંક્તિને અલ્પ શૌચ્યે ઉઠીને નાસવું પડતું દેખીને ડરેલા દરવાનોએ દરવાજા બંધ કરી દીધા પછી, જાણે બાદરવાનું

ભયંકર વાદળ તુટી પડયું હોય એમ રજપુતોએ આવતાંજ આગ-રાના દરવાજાના કમાડો ઉપર કડાકડ કુહાડા બજાવી કમાડ તોડીને ખીજેલા સિંહો સમાન વીરોએ પ્રવેશ કરીને શાહની કચેરીના મે-દાનમાં સડાસડ તરવારો ખેંચી મુગલોના માથા રૂપી દડા રડવડતા કરચા, તે વખત પ્રલયકાળની પેઠે સહેરમાં કળાહોળ થવે કેટલાંક સુઈ રહેનાર શોખીનો ચમકીને ઉઠતાં મિયાનું સુથ્થણ બીબી અને બીબીનુ સુથ્થણ મિયાં લઈને નાસવા લાગ્યા !! એવું દેખીને

**શાહજહાં**—અરે, કોઈ નથી ?

**સૈયદ સરદેખાં**—આપ અને હું એજ.

**શાહજહાં**—આ બાળકની તરવારના તેજમાં શું બધાય અં-જાઈ ગયા ?

આવાં બાદશાહનાં વચનો ઉપરથી કેટલુંક લસ્કર આવી પો-હોચ્યું, તે વખત ભાલાથી ભાલા, ખડ્ગે ખડ્ગ, બાણો સામે બાણ, પ્યાદાથી પ્યાદા અને સ્વારો સામે સ્વારના મોખરા અડી ગ-યા, તે વખત શ્રાવણની ચાલતી નિર્મળ નદિયોના વહનમાં જેમ રેતીના લઘુ કંકરો રડતા જાય તેમ શૂરવીરોના શીરો, લોહીની ચા-લતી નદિયોમાં ગબડવા લાગ્યાં તે દેખીને રામસિંહ પ્રત્યે સૈયદ સ-રદેખાં બોલ્યો કે, રે, નાદાન રામસિંહ, તારા બાપની લાસ તો કટારીના અવેજમાં રહી છે માટે બસ કર. એવું સાંભળીને રામસિંહ શાહજહાં સામે જવા લાગ્યો તે દેખીને ઘણા ક્રોધમાં આવેલા સૈયદે કહ્યું કે, રે, બાંદી જાયા, શાહની સામે કુદષ્ટિ કરે છે ? બાંદી જાયા શબ્દ સાંભળતાંજ હાથી ઉપર ચડેલા સરદેખાંના હોદ્દા સુધી ઘોડો કુદાવીને તરવાર વાપરતાં જેમ ગરીબનું ભરે ચોમાસે છાપરૂં તુટી

પડે તેમ હોદ્દા સહિત જમીન ઉપર આવી પડતાં પેહેલાં બીજી ત-રવાર ચલાવવે સરદેખાંની કમ્મરના લંકને ભેદીને પાર નીકળતાં હા-થીના પેટમાં પ્રવેશ કરયો, તે વખત મથુરાંની ગોવાલણી મહી વ-લોવતાં ગોળી ફુટી જવે જેમ છાસની રેલ ચાલે તેમ થવે મુગલોનો મોહોરો હટી જવેથી ચાંદણી ચોકમાં પોતાના કાકાની પડેલી લાસ લઇ પાછો ફરતાં પાંચસે સ્વારોમાંથી પાંશઠ જવાનો જીવતા રહ્યા હતા, તેટલા સ્વારો ભર જોસથી દોડયા આવતાં દૂરથી ઉડતી ર-જ દેખીને.

રાણી-દાસી, જોને મહારાજા આવેછે કે બીજો કોઇ છે? અગર મહારાજા હોય તો સરાબનો સીસો તૈયાર કર.

દાસી-(મેહેલ ઉપર ચડીને) અન્નદાતા, આ આપનું લશ્કર દોડતું આવેછે પણ તેમાં ભગવાનદાસ પરોહિત અને કીશનદાસ હજામ નજરે પડતો નથી! અને સ્વારો થોડા દેખાય છે, મરદોના મોઢા ઉપર ધૂળ જામેલી દેખાય છે, ઘોડાઓને મોઢે ફીણ આવેલાં છે તો પણ વાજાં કે સીતાર વાગતાં નથી, રામસિંહ પણ દેખાતા નથી!!

રાણી-(ક્રોધ કરીને) રે, કમજાત બાંદી, તું શોકના સમાચાર સુચવે છે પણ દિલ્હી આગરા અને લાહોર લુટાયા વિના તે વાત બનવી મુશ્કીલ છે, અરે, પણ રાઠોડ કુળ તિલક (હોઠ સુકાતે) મરણ પામ્યાનું મારાથી કેમ મનાય? હરહર આમ બને તો સૂર્ય ઝાંખો કેમ ન પડે? દિગ્પાળ મસ્તક ધુણાવ્યા વિના કેમ રહે? પૃથ્વી કંપાયમાન કેમ ન થાય? અરે! પણ મારા અન્તઃકરણમાં દાહ શેનો થાય છે? અને ચિત્ત ચિન્તાતુર થઇ મન આકુળ વ્યાકુળ કેમ થાય છે? એ રીતે આલોચન કરતાં દોડતા સ્વારો આવી પો-

હોચ્યા અને રામસિંહે પોળના દરવાજે હાથ લગાવતાંજ હાડી બોલી કે, શું રાઠોડ કુળ દીપક કમાડ ઠોકે છે?

**રામસિંહ**–કાકી, બાદશાહે દગો રચ્યો તે વખત કાકાએ હજારી બક્ષીને મારચો, પણ મારાથી તો કાંઇ બન્યું નથી (રામ.સંહનું બોલવું નહિ સંભળાવાથી)

**રાણી** અરે સ્વારો, રામસિંહ કયાં?

**સ્વારો** તેતો મોદીખાને!

**રાણી**–શું પૈસા ન મળવાથી ગિરો મુકયા?

**સ્વારો** રામસિંહ નહિ પણ તેના બદલે મહારાજા!!

એ પ્રકારે સ્વારોના મુખથી નીકળતું વાકય નહિ, પણ તે તો તીક્ષણ ધારાની તરવારની પેઠે અન્તઃકરણને ભેદી જતાંજ, પોતાના હાથનાં રત્ન જડિત કંકણો કાળા નાગ સમાન સમજીને કડાકડ ફોડવાં શુરૂ કરચાં, મોટા વિલાપ સાથે વેણીના મોતી અને શિશ ફુલ તોડી હારને મરોડી પાયલને પછાડી મુદ્રિકા કહાડીને, અરે! આ અન્ય આભરણો ઉતારો, અમરસિંહ વિના સર્વ શ્રૃંગારમાં આગ ઉઠો, હાય! આનંદ આપનાર શ્રૃંગાર શોક સાગરમાં ડુબાવે છે.

**રામસિંહ**—કાકી, ક્ષત્રિય વંશ તો ધારા તીર્થમાં સ્નાન કરી મરવા માટે સરજેલા છે, અને સિંહણ સ્વરૂપ ધરનાર ક્ષત્રાણી તેની ચિતાને શોભાવે છે, છતાં દાળ ભાત ખાનારા અને ત્રાજવેથી ઓછુ વધારે તોળનારા ઘરમાં ગણાતા સિંહની બજારમાં લુટાતી સિંહણીના સ્વરૂપે આક્રંદ કરોછો તેથી શાહ જાણશે કે, અમરસિંહ મરણ પામ્યો છે, રાણિઓ રોતી હશે અને રામસિંહ બાળક છે, એટલે નવ લખ્ખો કિલ્લો લુટવામાં હરકત નથી, માટે શૂરવીરના મર્ણમાં

રૂદન કરવું દુખદાઇ છે.

**રાણી**—(અમરસિંહની મુંછ મરડીને) રે, પ્રાણપતિ, એકવાર બોલતો ખરો, શું તારા મનમાં એમ આવેછે કે મારા પછવાડે કોઇ વૈર લેનાર નથી? (ખોળામાં માથું મુકીને) તમે તો કહેતા હતા કે હું યુદ્ધમાં અચળ છું છતાં કેમ ચળ્યા!

**રામસિંહ**—કાકી, આકાશ, મેરૂ, સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પાણી અને ધ્રુવ એમને ચળવાનો સ્વભાવ છે પણ, રાઠોડ ચળે નહિ માટે કાકા સાથે સતી થા. એ રીતે રામસિંહના બોલવાથી હાડી, કછવાઇ અને શીશોદણીએ, પાલખીમાં લાસ મૂકીને હરહર કરતી જમનાજીની રેતમાં જઇરે બીજી અને ત્રીજી એ બે રાણિઓ સતી થઇ પણ હાડીએ તેમ કરયું નહિ, અને ખુલ્લી રીતે બોલી કે, રે, પુત્ર રામસિંહ! તમારી અને બાદશાહની કેવી તરવાર ચાલે છે તે જોઇને જે રીતે રૂમાલ અને કટાર સાથે પરણીછું તેજ રીતે તે રૂમાલ અને કટારને પતિ માનીને તેની સાથે સતી થઈશ!! એવું સાંભળીને મોટી પરાકાષ્ટાએ તેર દીવશ રજપુતોએ કહાડયા પછી ચોદમે દીવશે હાડી બોલી કે, બેટા રામસિંહ, તારો કાકો સલામ કરવા જતાં તમો ચારને ભલામણ કરી છે માટે તારા વિના બીજા ત્રણને ખબર આપો, એવું સાંભળીને રાણીના નામથી પ્રથમ અર્જુનને પત્ર લખ્યો કે.—

હું પરવશ પડેલી યુદ્ધની આતુર હાડીના હાડને હસાવનાર અરણ્ય મુગલોને મારનાર દીયરજી, દરીયામાં ડુબતુ મારૂં બેડું તારવા માટે અડીની વખતમાં આપની સહાયતા સમરૂંછું અને આ વખત મારો દીયર જસવંત હાજર નથી તોપણ રજપુત ધર્મનો અનાદર

થશે નહિ એવી ઉમેદ રાખું છું.

**બલ્લુ**—(પત્રના ઉત્તરમાં) મારે જાગીર ખાવી છે, મારી રાણિયો મ્લેચ્છના હાથ જાય, બાવીસ લાખ સામે છત્રીસ હજાર શું વિસાયત છે? માટે મારો ભરૂંસો રાખશો નહિ!! આવો જવાબ વાંચીને.)

**રાણી**—રામસિંહ, રજપુતોને રાણીયોની આવી ફીકર છતાં તારા કાકાને કોણે આવી અક્કલ આપી હતી?

**રામસિંહ**—બલ્લુના બાપદાદા હળ ખેડીને મઠ બાજરીનો રોટલો મુસ્કીલથી ખાતા હતા તે વખત તેમને કન્યા કોઈ આપતું નહિ પણ અમરસિંહના આશ્રયવડે વધ્યા, તે બહાદુરીના કામમાં શું સમજે? અને મોટા પ્રયાસે મળેલી તેથી તેમને ફીકર કેમ ન હોય?

ત્યાર પછી બીજો કાગળ કેથળના નવાબ નબી રસુલખાંના પુત્ર રસબાજખાં ઉપર લખીને અમરસિંહનો આશ્રિત અજમેરી જંદો (ફકીરે) જે કે ઘણોજ વિશ્વાસુ હતો તેને આપ્યાથી તે તુરત કેથળ જઇ પહોચ્યો અને રસબાજખાંને ખરીતો આપ્યો તે લઈને પોતાના આમખાસમાં જઇને આનંદમાં વાંચતાં બીબીયો બોલી કે, હિંદવાણીએ જિવાજીને શું નયામત મોકલી છે? કે આટલા મંગરૂર થયા છો?

**રસબાજખાં**—(જરા ગુસ્સો કરીને) રે, બદ મિજાજી ઓરતની જાત ગેર સલુખાઇથી બદ કલાંમ કહાડતાં તમારા ઉપર હયાનત પડતી નથી?

**બીબીયો**—શું ભોજાઇનો કાગળ આવ્યો છે?

**રસબાજખાં**—હા, મારી ભોજાઇમાનો કાગળ છે.

**નબી રસુલખાં**—બેટા, ખરીતો ક્યાંથી રવાના થયો છે ?

**રસબાજખાં** –બાપુ, હિંદી હરફ માલુમ પડતા નથી.

**નબીર૦**—સાચું બોલો, નહિ તો તોપનો મોંહારો દેખશો.

**રસબા૦**—તેજ માટે જન્મ લીધો છે, હમણાં નહિ તો આઠ દીવસ પછી ખુદા ખેર કરે.

**નબીર૦**—શાહના જાણવામાં આવશે તો રાંધેલી રસોઇ છીનાવી લેશે.

**રસબા૦**—કોણે રાંધી? અને ક્યાંથી આવી? એમ થાય તો શું થશે?

**નબીર૦**-ભાઈ, ખુલ્લી રીતે તું વાંચતો ખરો, મને તો વિઘ્ન લાગે છે!

**રસબા૦**—જઇફને તો તેમ લાગેજ, કેમકે વધારે જીવવાની આશા હોય છે.

**નબી૦** તું વાંચ, ચાલ તારી મદદમાં હું આવવા તૈયાર છું!!

**રસબા૦**-(વાંચે છે) ગંગા અને સમુદ્ર એ બન્ને વચ્ચે જેમ ભેદને દુરા ભાવ નથી તેજ રીતે હિંદુ અને મુસલમાનો વચ્ચે તેગને પણ દુરાભાવ નથી, જેમ મરનાર શૂરવીર સાથે તમારી પ્રીતિ હતી તેમ તમારી તરવારનું તરેવારપણું જોઇને રૂમાલ કટાર સહીત અગ્નિ સાથે મારે પ્રીતિ જોડવાની છે.

એ રીતે કાગળનો મજકુર વાંચી અને સાંભળીને નબી રસુલખાંએ રસબાજખાં સાથે બાર હજાર ફોજ આપીને રજપુતાણીનો મનોર્થ પૂર્ણ કરવા કેથળથી આગરા તરફ રવાના કરયો, તે પેહેલાં અજમેરી જંદાને વિદાય કરીને કહાવ્યું કે મારા ભાઈ અમરસિંહે

ચાર આંગળની કટારીવડે કચેરી હલાવી હતી પણ મારી પાસે દોઢ હાથની છે. એ રીતે ફકીરે ખબર આપ્યા પછી કેથળી આવી પોહોચ્યો, પણ રસબાજખાં જાતે મુસલમાન તેથી રાણીને વિશ્વાસ આવ્યો નહિ તો પણ—

રાણી—અમારે ગંગા ગોમતી અને તમારે મક્કા મદીના, અમારે ગીતા તમારે કુરાન, અમારે ધોતી અને ધાઘરો તમારે સુથ્થણુ અને તંમાન, અમારે ચોટી તમારે જુલ્ફ, અમારે માળા તમારે તસબી. એમ એક બીજાથી ઉલટું છે માટે કોઇ પ્રકારે અંદેશો મટવો જોઇએ એવું સાંભળીને—

**રસબાજખાં**—હું દીન ઇમાનને દરમિયાન રાખીને કહું છું કે, આસમાનને રસ્તે બેઠેલો અમરસિંહ આપની પ્રતિજ્ઞા પુરી થયેથી સજોડે સ્વર્ગમાં જશે એટલું બોલતાં નવલખ્ખાનો દરવાજો ઉઘાડી નાંખવે નવાબ આવીને રજપૂતોમાં દાખલ થયો, એવી ખબર બાદશાહને મળવે બોલ્યો કે, અરે બાદશાહનો નીમક ખાઇને હરામ કરનાર કેથળીને પકડીને નવલખ્ખો કિલ્લો તોડનાર કોઇ છે?

**અમુદખાં**—નવલખ્ખો કિલ્લો ત્રાંબાપત્રમાં બક્ષીસ મને મળશે તો હાડી, રામસિંહ અને કેથળીને ગિરફ્તાર કરી હાજર કરૂં. (શાહ તેમ કરી આપવા હુકમ કરેછે).

બીજે દીવશે રામસિંહ અને રસબાજખાં આ બન્ને જણા જમુના નદીમાં પડેલી બારીક રેતીના મેદાનમાં ઘોડા ફેરવતા હતા તે વખત બલ્લુની રાણીયો પરબીના અવસરમાં યમુના સ્નાન કરવા આવી હતી, તેમણે રામસિંહને જોઈને બોલાવ્યો કે અહિ આવો તમારા માથે હાથ ફેરવું.

રામસિંહ—કાકી, મારા માથે ઇશ્વરે હાથ ફેરવ્યોછે પણ તમે તમારા ખાવિંદના માથે હાથ ફેરવો કે જેથી તમને સુખ મળવા તમારો ચુડો અમર રહેશે અમારે નહિ.

આ વાત સાંભળીને રાણીયોને બહુ આશ્ચર્ય થયું તેથી પુછતાં હાડીએ લખેલા કાગળના જવાબમાં બલ્લુએ આવવા ના પાડી માટે આવો જવાબ મળ્યો, એમ જાણીને તાબડતોબ સ્નાન કરી પોતાના મુકામે જઈને રસોઇ કરનાર બ્રાહ્મણને હુકમ આપ્યો કે, બલ્લુ જમવા માટે બેસે તે વખત ચાંદી અને સુવર્ણનાં સર્વ વાસણો આપવાં પણ ઘી પીરસવા માટે લોઢાનો ચમચો રાખવો, બ્રાહ્મણે તે પ્રમાણે કરતાં કોપાયમાન થએલા બલ્લુએ નવાઇ સરીખી વાતનો ભેદ પુછતાં બ્રાહ્મણને બીતી લાગવે બોલી શકયો નહિ, તેથી પડદામાં બેઠેલી રાણી બોલી કે.

અરે, બ્રાહ્મણ, અમારા શૂરવીર ક્ષત્રીને ચમચા જેટલું પણ લોઢું બતાવીશ નહિ કારણ કે, તે દેખવાથી ઘર મૂકીને નાશી જશે! માટે તેમ કરતો નહિ. લોઢા દેખનાર તો કૂમળીવયનો બાળક રામસિંહ છો! રે, મારા પ્રાણ પ્રિય પતી, આ લ્યો ચુંદડી ઓઢો! અમે તરવાર પકડીએ છીએ!!! આવું સાંભળીને બલ્લુ પોતાના બારહજાર સ્વારો સાથે નવલખ્ખા કિલ્લામાં રામસિંહને આવી મળ્યો એટલે કુલમળી છત્રીસ હજાર ફોજ જમા થઇ, આ વાતની બાદશાહતે જાણ થવાથી વધારે ક્રોધાયમાન થઈ તુરત પોતાના ખાન ઉમરાવોને બોલાવી તમે લુણહરામી છો એમ બોલવે ત્રણ લાખ નેવુ હજાર મુગલોના તંબુ નવલખ્ખા સામે આવી ઉભા કર્યા, તે દેખીને રામસિંહે પોતાના કિલ્લાના દરવાજા ઉઘડાવી નાખ્યા તે ઉપરથી મુગલાઈ ફોજનું

સરદારી પણું ભોગવનાર મુંદખા બોલ્યો કે યારો, ખુદાએ પેહેલે-થીજ આપણી ફતે કરી છે જુવો, રજપૂતોને દરવાજા ઉઘાડવા પ-ડયા વાહ ! ! મહજીદ કરવા લાયક રમણીય જગો ઠીક છે ! અને તેની ડાબી બાજુ ઉપર ગોસલખાનુ ને જમણી બાજુ મુદબકખાનું કરીશું ! એવો વિચાર કરેછે તે વાત રામસિંહના જાણવામાં આ-વ્યાથી બલ્લુને—

રામસિંહ—કાકા, સામાવાળા લોકોએ આપસ આપસમાં પો-તા માટે જમીનની વેંચણ કરવા માંડી છે માટે બે હાથ આપવી હોય તો તમે પણ આપી આવો.

બલ્લુ—તેમને દરેકને સાડા ત્રણ હાથ જોઇસે અને મારા પા-સે તો તેમને માટે દોઢ હાથ છો

રામસિંહ—ત્યારે હું તો તેમને ઉચિત દાન આપવા જઊંછું એમ કહીને મેહેલથી નીચે ઉતરતાં દરવાજામાં આવેલા ખુસરોને દેખી એકજ પ્રહારે બે ભાગ કરી નાખ્યા પછી પોતાના બાર હજા-ર સ્વારો સહિત જેમ સિંહણીના ઉદરથી જન્મતો બાળ સિંહ હ-સ્તિના કુંભ સ્થળના લોભથી પોતાની મેળે ઉદરથી છુટો પડે, તેમ ઘણા વેગથી અશ્વને દોડાવતો જાય છે, તેની પછવાડે ધનુષથી છુ-ટેલા બાણોની પેઠે સરખે સરખા ક્ષત્રિયો દોડતા એકદમ બાદશાહ-ની મોટી ફોજમાં દાખલ થયા. તે વખત અલ્લા અકબર અને હર હર એ બન્ને શબ્દોએ સંધી કરી હોય એમ જણાઇ ને જાણે ભૂમિ ઉપર વિના વાદલે વીજળિયોના ચળકાટ દેખાતા હોય એમ વિના વારે સડાસડ તરવારોનું ફરવું, વીરોનું ભિડવું, તીરોનું છુટવું, બંદુકોનું ફૂટવું, એ રીતે શસ્ત્રાઘાત થતાં ક્રોધાવેશમાં આવેલા રજપુતોએ એ-

કદમ કિલકારી કરીને અસ્ત્રવાળાં (જેની અંદરથી શસ્ત્ર નીકળે છે એટલે બંદુક તીરકબાન, ગોફણુ અને તોપ) શસ્ત્રને ત્યાગી તીવ્ર વૈરાગી થઈ તરવારો વડે રંગ ઉડાવવા લાગ્યા, તે વખત મેવા અને માંસના ખાનારા મુગલોનાં વધેલા શરીરો ઉપર ધારાપાત થતે જેમ સંખિણીના ઘરનાં દ્વાર ઉઘાડાં દેખાય તેમ તેમના શરીરના ભાગો જુદા થવા લાગ્યા, રૂધિરના પ્રવાહતો જાણે નદિના રીસાએલાં પાણીની પેઠે વેહેવા લાગ્યાં, ઠાર ઠાર કપાઇને પડેલાં મસ્તકો દડાની પેઠે ઉછળવા લાગ્યાં, એક બીજાના મસ્તકો ઉપર પડતી તરવારોના તડાકા સાંભળી કંપાયમાન થએલા કાયરો આગરાની સામે જોવા લાગ્યા, શૂરવીર મુગલો પોતાની બીબિઓને બોલાવા લાગ્યા અને જ્યારે રજપુતોની તરવારો નીચે શત્રુઓ ન રહ્યા ત્યારે દોટ મૂકી દેખીને મુસલમાનો રીસાવા લાગ્યા.

એ રીતે રામસિંહે મુગલની ફોજને મારી આગરામાં ઘાલી લીધી, ત્યાર પછી તે સંગ્રામભૂમિ નજીક પડેલી વણઝારાની પોઠનો માલ ખાલી કરાવીને તેમાં મુગલાઈ માલ ભરી આગરામાં મોકલ્યો તે દેખીને શાહે પુછ્યુ આમાં શું ભર્યું છે? તેના જવાબમાં વણઝારો બોલ્યો કે હિંદુ લોકોએ પોતાનો માલ જોધપુર મોકલતાં અમો અહીં લાવ્યા છીએ; એમ કહી પોઠ ઉતારીને સંકેત પ્રમાણે આગરા બાહાર નીકળી આવ્યા પછી પોઠને ઉપડાવી કોઠાર પાસે લાવી ઉઘાડતાં મુગલોના માથારૂપી કીમતી માલ દેખવે ક્રોધમાં શું બાકી રહી હતી?

ઉપર પ્રમાણે રજપુત અને મુગલોની લડાઈ સાંભળવામાં આવી પણ મુગલ સાથે પઠાણોની પંઝા બાજી નહિ સંભળાયાથી રસ-

બાજખાંનો બાપ નબી રસુલખાં કેચળથી આગરે આવી પોહોચ્યો, અને પોતાના બેટા સાથે મળી રજપુતોને સહાય થયો, તે વખત રાઠોડોના રણુજીત નગારાઓ ઊપર રાત દિવસ ડંકા થવા લાગ્યા, નોબતો ગડગડવા લાગી, નિશાનો ફરકવા લાગ્યાં, ભાલા અને બરછીઓનાં ફળો ઝળકવા લાગ્યાં, અફીણુ અને આસવની ભરેલી કટોરિઓ ફરવા લાગી, એવું સાંભળીને શાહ પુછવા લાગ્યો કે આ ડંકા કયાં થાયછે? અમીરોએ કહ્યું કે, એતો અમરસિંહનું ધડ રામસિંહ રૂપી નોબત વગાડે છે, એવું સાંભળીને શાહજહાં બોલ્યો કે અરે! મારા માથાનો અમુલ્યતાજ રામસિંહ બાજ ઉઠાવી ગયો છે તે કોણ પાછો લાવી આપનાર છે? એમ કહીને શ્રાવણુ માસના બિંદુની પેઠે પોતાના નેત્રોમાંથી આંસુ પાડવા લાગ્યો તે દેખીને સોળ હજાર ફોજનો સરદાર કડકબેગ કાબુલી, જેની તરવારને લાકડાના હાથા, ત્રણુ ખુણાની ટોપી, ઘોડાઓ ઉપર વિના દુમચીનાં પલાંણો અને ઘોડા ચલાવવાના ચાબુકોના બદલે હાથમાં સોટિયો, એવા રૂપે પોતાની સેનાને સજ કરીને આવી ઊભો, તેને દેખીને શાહ પુછવા લાગ્યો કે, તમારે આવો પોશાક કેમ છે? કડકબેગે કહ્યું કે જે વખત જયપુરના મહારાજા માનસિંહે કાબુલ સર કર્યું તે વખત અમારા લોકોને આવો પોશાક આપેલો છે. તે ઉપરથી અમે રોટલા ખાઇને ઊંધા સુઇ રહીએ છીએ, કારણુ કે હિંદુને જીતવા માટે પ્રતિજ્ઞા કરી છે, તે પુરી થવાનો આ વખત મળ્યો હોય એમ અમે સમજીએ છીએ, એવું જુસ્સાદાર બોલવું સાંભળીને બાદશાહે પોતાની ફોજ તેના સ્વાધીન કરી આપી, તે લઈને રાઠોડના નવલખા મેહેલ સામે આવતાં ઘોડાના પગવડે ઉડતી ધુળના ગોટા જોઈ રામ-

સિંહે પોતાની તરવાર મ્યાનથી બહાર ખેંચીને તેના ઉપર જામેલી બારીક રજ પોતાના દુપટ્ટા વડે લોહી નાખ્યા પછી ઉઘડેલી તરવાર પોતાના સામે મૂકીને જેમ અપ્સરાઓને વરવા જતાં ઉમંગ ધરાવે છે તેમ દર્પણ મગાવી પાઘડીના પેચ સંભાળવા લાગ્યો, અને પોતાના હાથમાં કસુંબોલઇ શુરવીર રાજપુત્રો અને ગાજી થવા ઇચ્છનાર પઠાણોને પાવા લાગ્યો, તે વખત કેથળી નબી રસુલખાં બોલ્યો કે રે બેટા રામસિંહ, હિંદુ અને મુસલમાન વચ્ચે તેમનો વ્યાપાર એક છે તે સાચવવાને માટે તમોએ સારો વેહેવાર રાખ્યો છે, પણ હવે મુગલ અને પઠાણોનો તેગ વહેવાર થવા દો ! એમ કહીને રસબાજખાંને ઇસારત કરી નબી રસુલખાં પોતાની ફોજ લઇ જમનાજીના રેતીના મેદાનમાં જઇ બાદશાહી ફોજ સામે મોખરો મેળવીને ઉભો રહ્યો, તે વખત પરસ્પરમા વાક વિવાદ કરતાં થુંક ઉડે તો બટલવાની કોઇની ધારસ્તી હતી નહિ તેથી વધારે વિવાદ થવે પરિણામ એવું આવ્યું કે, જગતને પ્રલય કરવા પૃથ્વી ઉપર ઝુકેલાં વાદળના સમુહોમાંથી અખંડ મુસળધાર પાણીના ઉતરતા ધોધવા સાથે વીજળીનું ચપળપણું જોઈ મેઘનો કડાકો થઇ ગંભીર ગર્જના વડે બરફના ગોળ કરા પચચાતા હોય તેમ બન્ને તરફની ફોજનું મળી જવું થવે, તોપોના હુડુડાટ, તરવારોના ચળકાટ, ધૂમ્રના ગોટ અને બંદુકોમાંથી નીકળતી ગોળિયોનું પથરાવું દેખી મુગલ અને પઠાણો વચ્ચે આખો દિવસ કાપાકાપી ચાલી, તે દેખીને ભગવાન સૂર્ય દેવને વ્યાકુળતા પ્રાપ્ત થવે બન્ને પક્ષને આરામ લેવા માટે પોતે અસ્તાચળ ઉપર નિવાસ કર્યા પછી બીજે દિવસે કેથળીનું કામ સાંભળી શાહે પોતાની બાકી રહેલી સર્વ ફોજને હુકમ આપ્યા પ્રમાણે રાઠોડોના નવ લખ્ખાને

બે બે હાથના છેટે તોપોનો ઘેરો લગાવી દીધો, તે જોઇને રામસિંહે પોતાની હાડી કાકીને મ્યાનામાં બેસારી જોધપુર તરફ રવાના કરતાં ભલામણ કરી કે, તમે નજરે જોએલી હકીકત અને હવે પછી બને તે કોઈની પાસે ગવરાવીને નાથોર નગરમાં જઈ મારા કાકાની સૈયા બીછાવવા માટે ક્ષત્રીના ધર્મ પ્રમાણે રૂમાલ અને કટાર સાથે સતી થઈસ્વર્ગમાં જજો.

રાણીએ જોધપૂર તરફ નજર કર્યા પછી રજપુત અને પઠાણો મળી છત્રીસ હજાર લશ્કર તૈયાર થયું, તે વખત લાલ પીળા અને પચરંગી એવાં રજપૂતોનાં નિશાનોમાં શંકર ભેરવ અને ચામુંડાનો ચિત્રોના કરોમાં ઢાલ, ધનુષ્ય, તરવાર, ત્રિશૂળ, તોમર, ચક્ર, ગદા, શિર, ભૂંગળ, ખટવાંગ, ગોફણ અને શંખ જેમના હોઠને લાગી રહ્યા છે તેવાં પવન વડે ફરકતાં નિશાંનો જાણે શત્રુના સૈન્યને આગ્રહ કરી બોલાવતાં હોય તેવા દેખાવથી કિલ્લા બહાર નીકળવા લાગ્યાં, અને તેની પછવાડે લીલાં નિશાનો નિચે લોબાનના ધૂપની બેકતી સુગંધી લેતા અને રજપુતની ફતેહ થવા અલ્લાને યાદ કરતાં પઠાણોનાં પગલાં પડતાં આવે છે તે વખત બાદશાઈ ફોજનો હુમામ દેખીને—

રામસિંહ—(બલ્લુને) કાકા તમે બાર વર્ષ સુધી શંકરનો સેવા કરી તેનું શું ફળ મેળવ્યું છે? આ જુવો બાદશાહની કડક વીજળી, ગર્ભછાંટ, કિલકિલા, અને મુલક મેદાન વગેરે નામની તોપો આ કિલ્લાની આસપાસ ફરી વળી છે તે છુટશે તો આ મેહેલ સાથે આમે ઉડી જાશું એટલે કોણે કેવું પરાક્રમ કર્યું તે શું જણાશે. એમ સાંભળીને બલ્લુએ શંકરની સ્તુતી કરી તેથી ઉત્તર દિશામાં

આભામંડળમાં એક વાદળી ચડી તે પળપળે વધતાં વર્ષાદનો મોટો આડંબર થયો તેમાં પટા ખેલતી વિજળીની છટા વાળી ઉઠેલી ઘન ઘટાએ મોટા બળવડે પર્જન્ય ધારા કરવેથી શત્રુની તોપોના કાન દ્વારાથી પાણી ઉતરીને દારૂ ભીજાવી નાખવે તોપોમાં મુડદા રૂપે ગોળા થઇ રહ્યા તે શિવાય બીજું દારૂખાનું અને લડાઇનો સર્વ સામાન બરબાદ ગયો એટલુંજ નહિ પણ ઠંડી ચડી આવવાથી બાદશાહ ફોજના કડકડતા દાંત જાણે વાંદરા ચાળા કરતા હોય તેમ થવેથી લાગ જોઇને બલ્લુ પ્રત્યે રામસિંહે અરજ કરી કે, આપણા કિલ્લામાં સુકેલાં કપડાં અને કોરો દારૂગોળો છે, એટલે આવો અવસર ફરી હાથ લાગનાર નથી, એમ બોલીને શિરોહી તરવારો ગેંડાની ઢાલો, દતિયા ઝાંસીની બરછીઓ, મુલતાની કમાનો, લાહોરની કટારો, જોધપુરી જંજાળો અને પિશાવરની પીસ્તોલો બાંધીને તૈયાર થએલા રાજપુત્રોના શિરે પેચદાર ખડકિયા પાઘડીમાં ખોસેલી જેપુરી કિલંગિયો ઘોડાઓના કુદવાથી ઊછળતી જાણે સુતેલા શત્રુઓને જગાડતી હોય તેવા ડોળથી ડંકા દઇ દારૂ પીને ચડેલા મારૂ વીરોની આગળ વાગતાં વાદિત્રોમાં ગવાતા સિંધુ રાગવડે રાગમાં આવેલા રજપૂતો રણ વિષે રંગ રમાડવા માટે નિકળ્યા, તે દેખીને શાહની સેના તૈયાર થઇ પણ દારૂ ગોળો આવતો રોકનાર યમુના નદી ભરજોસથી વેહેવા લાગી એટલે બાદશાહની ફોજમાં એક દેશ સુન્ય જેવું થયું. રજપૂત લોકોને પંઝાબાજી કરવી ઠીક પડી તેથી પોબારના દાવથી જેમ મરદોનો જુગ ઉપડે તેમ એકદમ બાદશાહી લશ્કર ઉપર તુટીપડયા.

આ વખત બાણ બરછી ને ભાલો, તીર તેગ ને ઢાલોના ધડાકા થવા લાગ્યા, અને તરવારો તડાતડ માંથા ઉડાવા લાગી, ભાલા

ભર્યો ભય ભોકાવા લાગ્યા, બેહેકેલી બરછી અને બાણો બેપરવાઇ પણે વીરોને વાગવા લાગ્યાં, તેજ રીતે તરવારો પણ પરસ્પર અથડાઇ અગ્નિ વર્ષાવવા લાગી, એવું ઘોર યુદ્ધ ભાળીને આનંદ પામેલો નબી રસુલખાં પોતાના બેટા રસબાજખાંને કહેવા લાગ્યો કે, બેટા, જે બાણવડે પુષ્પ ઉપર મુકેલું મોતી તું ઉડાવતો હતો તે બાણો ક્યાં છે? અરે! તેવી બહાદુરી જનાનખાનામાંજ બતાવતો હતો કે શું? આવી કઠોર બોલી સાંભળીને રસબાજખાંના તન બદનમાં લાગતાં તે બોલ્યો કે, આ તેજ તીર છે, એવું બોલીને કાનસુધી ખેંચેલી કબાનમાંથી બાણ ફેંકી કડકબેગ કાબુલીની છાતીમાં છુપાવતાંજ જેમ સાબુની ગોટીમાંથી તાર નીકળે તેમ મોઢામાંથી નીકળતી લાળે હાથીના હુદ્દામાંથી નીચે નાખી દીધો દેખીને નબી રસુલખાં બોલ્યો કે, "જણતી જણે ન વાર વાર, કાળ કરે શિર હલ્લા; સત પુરૂષોકા જીવણા, થોડાહી ભલ્લા" અહા! શું પિતા પુત્રનો ભાવ!!

નબી રસુલખાં એવું બોલીને પોતાના પુત્રનો હાથ પકડી બેસો દઇને કહ્યું કે, સિંહના સિંહજ હોય છે તેમાં નવાઇ નથી એટલું બોલ્યા પછી તરવાર લઇને તુટી પડયો તેની પછવાડે પોતાના વીર પઠાણો અને બીજી તરફથી રજપૂત લોકોના અચળ પગ રોપાઇ ગયા સડ સડ શિરોઈ ચાલવા લાગી, ધમ ધમેલી ધરા હાલવા લાગી, સાંગોના સપાટા, બાણોના ઝપાટાથી કાળજા કોરાવા લાગ્યાં, વિછવા અને જંબીઆના મારથી પેટના આંતરડાં કુટવા લાગ્યા, ગુરજો વડે માથાં ફુટવા લાગ્યાં, તોપ જંજાળ અને જંબુરા છુટવા લાગ્યા, ઘોડા અને વીરો કુદવા લાગ્યા, ક્રોધના આવેશમાં પરસ્પર કટારિયોથી ખુંદવા લાગ્યા, બાથં બાથા, હથં હાથા, મુષ્ટિથી મુષ્ટિ,

પાટુથી પાટુના પ્રહારોવડે ભૂમિ ઉપર પડતાં પાછા ઉઠવા લાગ્યા, આવું રમખાણુ જોઇને અગ્નિથી તપેલા લોહ તવા જેવા અને સૂર્યના પ્રકાશથી વિક્ષમાન થએલાં રક્ત કમળ જેવાં જેનાં નેત્રોમાં ફાળ ભરનાર હનુમાન જાણે તાળિ મારતો હોય એવા દેખાવથી દાંત કરડતા અને મુછો મરડતા બલ્લુ અને રામસિંહ ભારે ક્રોધાવેશમાં આવતાં બાદશાહ તરફથી વારંવાર સમાચાર આવવા લાગ્યા કે, નવ લખ્ખો કિલ્લો હજી હું નજરે દેખું છું, પણુ તે તોડયાવિના પાછા ફરોતો તમારો માતું દુધ હરામ છે.

દૂત સાથે શાહનો આવેલો સમાચાર સાંભળતાંજ કમરમાં કટાર અને હાથમાં ઢાલ તરવાર લઇને હાથમાંથી જેમ ફેંકેલો પથ્થર વેગથી જાયછે તેમ મ્લેચ્છને સંહારવા માટે દોડતા બલ્લુએ હાથીના પાછલા પગ રૂપી નીસ્રેણી અને પુંછડાનું દોરડું ગણીને એક હાથી ઉપર ચડી ગયો દેખીને બીજા હુદ્દાવાળો, તે હુદ્દાવાળાની મદદ કરવા પોતાના હાથીને પ્રથમના હાથી જોડે લાવતાં સુધી બલ્લુએ તલવાર ચલાવી નહિ, પણુ જ્યારે નજીક આવતો બીજો હાથી જોઈને બરોબર લાગ આવ્યો જાણીને તુરત એવી હાથ ચાલાકી કરી કે હુદ્દામાં બેઠેલા અમીરનું માથું કાપીને હાથીના માવતને આ હાથીને લઇને બીજા અમીરને બેસાડીને લાવ, એવી સુચના આપતો સિંહની પેઠે કુદીને જોડે આવેલા બીજા હાથીના હુદ્દામાં પડ્યો, એટલે ત્રીજા હુદ્દાવાળો મદદ માટે નજીક આવ્યો દેખીને પ્રથમની પેઠે કરી ત્રીજા હુદ્દામાં ચડી ગયો, એમ અનુક્રમે સાત હુદ્દા ખાલી કર્યા પછી જમનદીને કબાનને ક્યકચાવીને બાણુ મુક્યું તે બલ્લુની છાતીમાં વાગતાંજ હાથી ઉપરથી નીચે આવી પ-

ડયો દેખીને—

**રામસિંહ**—અરે ! બલ્લુ કાકા તો પડયો, ત્યારે હું જીવીને શું કરીશ ? રે ! કાકા બલ્લુ, સ્વર્ગનું સુખ ભોગવવાના લોભે મારા જેવા બાળકને મુકી સત્વર જઇશ નહિ, હું મારી રમત રમીને તારી સંગાથે આવવા ઉત્સુક થયોછું, માટે એક ઘડી ઠેરી જા, એમ કહીને કેશરિયા કપડા ઉપર રૂધિરનો રંગ છંટાવતો ધનુષથી છુટેલા તીરની પેઠે શત્રુઓનો સમુહ ભેદીને, મુગલોના શીરો છેદીને, સંસારના મોહમાં બંધાએલા કેટલાક જીવ કે'દીનો છુટકારો કરતો અને બકરાંના ટોળામાં સિંહની ચેષ્ટા કરી ફરતો, મુગલોના ગર્વને હરતો, હરહર કરતો, મેઘની ગર્જના વડે મયુરોના સ્વરોની ઘટા બંધાય તેમ શાહની ફોજને પોકાર પડાવતો, ખીજેલા સિંહની રીતે ફાળો ભરતો, બલ્લુની પેઠે ચાર હાથીના હુદ્દામાં બેઠેલા અમીરોને કતલ કર્યા પછી તેના કાકાને મારનાર જયનદીન દ્રષ્ટિ ગોચર થતાંજ કટાર ખેંચીને હાથી ઉપરથી કુદીને તેના મસ્તકના કઠિણ ભાગમાં મારતાંજ સંસારના મોહથી મુકત કર્યો.

અરેરે જેણે સંસારના સુખનો કાંઇ પણ લ્હાવો લીધો નથી, રાજકુળમાં જન્મીને કોઇ પણ પ્રકારે પરભુમી ઉલંઘી નથી, વિકટ વનની ઘાડી ઝાડી દેખી નથી, સમુદ્ર તો શું પણ નદી સરખી ઊલંઘી નથી, વીરાતનની વાર્તા કાને સાંભળી નથી, એકથી બીજાના હાથમાં રહેતાં કઠિણ કે નરમ ભૂમિનો ભાગ જેણે જોયો નથી, કોઈ પણ વસ્તુની અછતના હઠથી જે રોયો નથી, જસવંત જેવા પિતા કરતાં અમરસિંહ જેવા કાકાનો અણગમો જેને સ્વપ્નામાં પણ થયો નથી અને સ્ત્રિયોનો મોહ મળ્યો નથી, એવો કુમળી વયનો રામસિંહ

જેની પેચદાર પાઘડીમાં મોતીનાં લટકતાં ઝુમખાંની આસપાસ સો-
નેરી ચળકતી બાળાબંદીમાં ઝળકતી જેપુરી કિલંગી ઉપર સૂર્યનો પ-
ડતો પ્રકાશ ગળામાં પેહેરેલા લીલમના કંઠામાં છવાઇ રહ્યો છે, કેશરી
જામા ઉપર જાણે પોપટની પાંખો પાથરી હોય! અને ગુલાબી રંગ-
ના મુખારવિંદ ઉપર સૂર્યની રોશની વડે અળતાનો રંગ લજ્જિત થ-
તો હોય! એવા કુમાર રામસિંહ ઉપર વર્ષાની ધારાની પેઠે ધારા
વાળી તરવારોનાં પ્રહારો પડતાં તેના અંગના માંસ પર્યંતનો પત્તો
લાગ્યો નહિ! તે વખત આકાશ માર્ગે દેવોના દુંદભી વાગતાં અપ્સ-
રાઓ પરસ્પરમાં રામસિંહ માટે લડવા લગી!!

બલ્લુ અને રામસિંહનો વિયોગ દેખીને બલ્લુના ભાઈ ભાઇસિંહ-
ને સહન થયું નહિ તેથી પોતાના શામકર્ણ ઘોડાની લગામ ખેંચીને
પક્ષીની પેઠે હાથી રૂપી દરખતો ઉપર ચડીને મનમાનતી રીતે મોટાં
ફળો તોડી નાંખવા લાગ્યો. "બલિહારી છે બહાદુરોની" જેમ કેફી
વસ્તુનો અહાર કરવે શરીરની સુદ્ધ રહેતી નથી તેમ વીર રસનું પાન
કરી સ્વર્ગની સંપત્તી મેળવવા ધારા તીર્થમાં સ્નાન કરી સર્વથી પ્યા-
રા પ્રાણના સદ્દા કરેછે!!! કેહેવત છે કે, "એક મરણિઓ સોને ભારે
પડે" તેમ મુગલોના મંડળમાં દોટ મુકી સેંકડાને સંહારી નાંખતા
ગંભીર ગર્જના કરતી છુટેલી તોપનો ગોળો તેની છાતીમાં પ્યારો
થઇ પ્રાણ હરણ કરી ગયો, તે દેખીને કેથળી પહાણો (બાપ બેટાએ)
વિચાર કરવા લાગ્યા કે હવે આપણે જીવવું ઉચ્ચિત નથી કારણ કે,
તેગના વેહેવારી આપણા હિંદુભાઈને આપેલું વચન મિથ્યા થવું જો-
ઇએ નહિ, અગર મિથ્યા થાય તો દુનીઆમાં હાંસી, દરગાહમાં ફાં-
સી અને કીર્તિને નાદાન લોકો પણ હાસી સમજે માટે, શાહના

સામે થવું, દુશ્મનોને મારી મરવું, ભીસ્તમાં નિર્ભયપણે ફરવું પણ આપેલું વચન નહિ પરહરવું કહ્યું છે કે.

छप्पय,

वचन छल्यो बलिराय वचन कौरोंदल खोयो,
वचन कवच दिये करन वचन पंडव वन सेयो;
वचन लग्गि हरिचंद्र नीच घर नीर समप्यों;
वचन लगे श्रीराम राज विभीखन थप्यो.
जिह मुंहवाच वैताल कहि, जीभहि शरग्राहि कट्टिये;
बहु लछि होउ विक्रम तने, बोल वचन न पलटिये.

એમ કહિને કુદી પડેલા પઠાણોએ એવો રંગ ઉડાવ્યો કે જેથી બાદશાહી ફોજોના મોખરાને આગરાના દરવાજા નજીક કરવા પડયા, એટલું જ નહિ પણ બાપ બેટાની સંભાળ લેવા સામર્થ્ય રહી નહિ, તે વાત શાહજહાંના જાણવામાં આવ્યાથી કેયળી ઊપર કોપાયમાન થઈ મોટા દબદબા સાથે પોતાનું સૈન્ય સજીને ચડયો તે વખતનો દેખાવ એવો હતો કે—

कवित.

गाजतहैं गजराज बाजत नगारे भारे,
साजतहैं शूरवीर सोर सो गुनो बढ्यो;
अतल बितल तलातलहूमें हलचल,
शाहजहां बली दलकै यों लाख ले चढ्यो,

छीपिरह्यो सूर छार छाइ रहि अंबरमे,
तब कवि सुंदर कवित यह यों पढ्यो;
राती पीरी गरदमे एसो देख्यो आफताब,
मानु आफताब गिरु ताफतानिसों मढ्यो,

શાહજહાંનો લશ્કરી દમાંમ દેખીને કથળેલા કેંપળી એ જાણ્યું કે, દુનિયામાં જન્મીને ભીસ્તનો દૂરાવો ભોગવવો ભાગ પડે નહિ એવા ઉપાયો યોજવાનો પ્રયાસ કર્યા વિના સીધો અને સેહેલો રસ્તો બતાવનાર બાદશાહ હાજર થયો છે, પણ તખ્તને તજાવવું એ ઠીક નથી એવા હેતુથી એક માણસ એક ગામ મોકલ્યો કે, આપ બોલશો કે નિમકહરામ છો તે પેહેલાં અમે જવાબ આપિએ છીએ કે, અમે દોસ્તના દાસ ન છતાં દોસ્તના દુશ્મનને ત્રાસ આપનાર દમામ (નગારૂં) છીએ માટે બેહેતર છે કે, પોતાની ફોજમાં ગણાતા નામી સરદારોને નહિ મરાવતાં આપના હાથે અમારાં ગળાં કાપી નાખશો તો ખોટું કહેવાશે નહિ, બાદશાહે આવા સમાચારને ગણગાર્યા વિના પઠાણોને પાયમાલ કરવા માટે મુગલોને ઉસકેર્યા, કારણ કે મુસલમાની ધર્મ પ્રમાણે બાગી થએલા બેટાને પણ છોડવો કહ્યો નથી, એમ કહી હલ્લો કર્યો તેથી પઠાણોએ જાણ્યું કે પાછા એટલા પાપના છે માટે કુદી પડવું એજ સાર્થક છે, એમ કહીને બન્ને બાજુ તરફથી અલ્લા અકબર એવા અવાજે થતાંજ સામસામા મોખરા બાંધીને ઢાલ, ધનુષ્ય, તીર, તરવાર, જંબિયા, જંજાળ, તોપ, જંબુરા, ખડગ, ખંજર, ગુરજ, ગોફણ, નિઝુવા અને

કટારના માર ચાલવા લાગ્યા, તે વખત બન્ને બાજુ વાળાઓએ પાછો પગ મુકવાની તલ્લાક ખાધી તેથી ખરેખર મરી મટવા માટે રમખાણ વળવા માંડયું, અને જેમ જેમ ક્રોધ આવતો ગયો તેમ નજીકો નજીક આવતાં બન્ને લશ્કરવાળા સિપાઈઓ ડાબા જમણા પગો આમણુ સામણુ ભીડાવી, ખેલાડી લોકો પટા ખેલતા હોય એમ લડતાં છાતી સાથે છાતી ભીડાવીને વિછવા કટાર અને જંબિઆ પર સ્પરના પેટમાં ભોકી આંતરડાં કહાડતાં સમુદ્રમાં સિંધુ નદિ ધસારો કરી મહા જળનો જુદો ભાગ બતાવે તેમ થઇને મુગલ અને પઠાણો એક મેક થઇ ગયા તે વખત રજપુતોએ જાણ્યું કે હવે આપણી તરવાર કોના ઉપર ચલાવવી! આમાં શત્રુમિત્ર કોણ છે? એમ વિલે મુખે આડા અવળા દોડતા દેખીને શાહના સીપાઇઓ તેમના ઉપર હાથ કરે તેથી શત્રુ સમજીને તેને હાર કરતા હતા, આવું ઘોર અને ભયંકર યુદ્ધ થતાં કુથળી બાપ બેટાએ વિચાર્યું કે, આપણે બે ઘડીના મીજમાન છીએ માટે કોણે કોને માર્યો એમ જણાવવું જોઇએ, એમ કહીને શાહના લશ્કરી સરદારોનો શીરોમણી બલખ બુખારાવાળો હાથી ઉપર બેઠેલો દેખી તેના ઉપર ધસારો કરી તરવાર વડે ટુકડા કરી નાખ્યા, પછી લશ્કરથી બહાર આવીને નિમાજ પડીને ખુદાની બંદગી કરી બાપ બેટાએ પરસ્પરમાં તલવાર ચલાવી પોતાના માથાં રડતાં કરી દેખાડયા પછી બીસ્તમાં જવા માટે આસમાન પંથે ઉભેલી હુરોના સ્વાધીન થયા, ત્યાર પછી છ હજાર રજપુત અને તેટલાજ પઠાણો રહ્યા. પણ સરદાર નહિ હોવાથી લાચાર થઇને જેની નજરમાં આવે તેમ તે ચાલતા થયાં, તે દેખીને ચંદો અને વિહારી નામના

અમરસિંહના રસોઇયા લોકોએ તેમનાથી બન્યું તેટલું પરાક્રમ કરી-ને ઘોડા ઉપર ચડી ભર જોસમાં જતી જમના નદીના પુરમાં પડી ખેંચાઈ ગયા, પછી નવલખ્ખો કિલ્લો તુટચો તે વખત રજપુતોનો મિત્ર ફક્ત એક અજમેરી જંદો જે કેથળના નવાબ ઉપર કાગળ લેઈને ગયો હતો તે રહ્યો.

આ વખત અજમેરી જંદાએ પોતાના ઠીંકરામાં મલીદો ભ-રીને બીજા હાથમાં દસસેર પક્કાનો ઘોકો રાખી આગળ ચાલતાં યાકી બેઠેલા સત્તર લશ્કરી સિપાઇઓએ પુછ્યું કે, ફકીર બાવા તું શું લઇ જાયછે? તેણે જવાબ આપ્યો કે, રજપુતોનો નવ લ-ખ્ખો કિલ્લો ટુટવાની મેં માનતા માની હતી તેથી ફતેહ થંઈ મા-ટે આ મલીદો ફકીરોને જમાડવા લઈ જઊંછું. લશ્કરી બોલ્યા, ત્યારે અમનેજ ફકીર માનીને આપે તો કેમ? જંદો કહે છે તમે અગર ફકીરના વેષે પાઘડીઓ ઉતારીને તથા હથીઆરો દૂર મૂકીને આ સ્થાનકમાં એકઠા બેસો તો તમને ફકીર માનીને આપું, એમ કહે-વાથી ભૂખ્યા સીપાઇઓ તેમ કરે છે એટલે ઘોકો લઇને ફકીર દૂર જઈ ફાતિયો પડતો દેખીને તે બોલ્યા કે, તું શું કરે છે? જંદો કહે છે હુંતો તમારો દરૂદ (ફાતિયો) પડુંછું એવું સાંભળીને બોલ્યા કે, તેતો મરેલાનો પડાય. જંદો કહે તમે તેવાજ સમજજો, એમ ક-હીને પોતાના ઘોકા વડે જેમ નાળિએરની કાછલિઓ જુદી કરે તે-મ સત્તર જણાનાં માથાં ફોડીને તેમનો એક ઘોડો લઈને અતિ વે-ગથી આગરાની બાજુ ઉપર થઇ થોડા વખતમાં અટક ઉતરીને બાદશાહ તરફથી કાબુલ સર કરવા મુહીમની લડાઇ ઉપર ગએલા જસવંતસિંહ (અમરસિંહનો ભાઇ) દુર્ગદાસ અને અમરસિંહનો પુ-

ત્ર રસાલસિંહની મુલાકાત લઇ આગરામાં થએલી સર્વ હકીકત સંભળાવી એટલે ક્રોધમાં આવેલો જસવંતસિંહ પોતાની એક લાખને સીત્તેર હજાર ફોજ લઈ જોધપુરમાં આવીને વૈર લેવાના વિચારો ઘડભાગ કરેછે એટલામાં શાહજહાંનું કેદમાં સિધાવવું થયું અને અવરંગજેબ તખ્તનસીન થયો, તે વખત તેને બાદશાહનો ઇલકાબ મળ્યો નહતો કારણ કે, જ્યારે જોધપુરનો રાજા પોતાની બેટી એક તરબુચ અને નિશાન આપી ચાંદલો કરે ત્યારેજ ખુદબામાં નામ દાખલ થાય, એમ કહેવામાં આવ્યું તેથી તેમ થવા માટે એક હુકમ લખી હલકારાને આપ્યો, તે લઇ જોધપુર કચેરીમાં આવી દુર્ગંદાસને આપ્યો તે વાંચતાંજ તેના અંગરખાના બંધ તુટતા દેખી જસવંતે પુછ્યું કે, હુકમમાં શું લખ્યું છે? દુર્ગદાસે કહ્યું કે, આપણી આખી ફોજનો ચડેલો આઠ વર્ષનો હીસાબ ચુકતે આપવાનું ફરમાવ્યું છે, અને સર્વ ફોજ લઈ દિલ્લી આવવું એમ લખ્યું છે.

**જસવંતસિંહ**—(રજપુતોની સભા ભરીને) કેમ વાંકા વીરો, તનખા લેશો કે તણુખા ઉડાવીને તેમના તન ખાશો?

**સર્વ રજપુતો**—તનખા કરતાં તણુખા ઉડાવીને તન ખાવાં ગમે છે.

**જસવંત૦**—તેમ હોય તો તમારાં તન મન અને ધનનો ધણી કોણ?

**રજપુતો**—પ્રથમ જગ શીર મોડ (ઈશ્વર) અને પછી રાઠોડ.

**જસવંત૦**—આ ક્ષણભંગુર દેહનું કેટલું આયુષ છે? તે કોઈ જાણતું નથી, કાળનું ભ્રમણ અહોનિશ થતુંજ રહે છે, તેથી તેનો જ્યારે લાગ મળે ત્યારે તે ચોટ ચલાવેછે, માટે એટલુંજ કહેવાનું

કે આ વખત એક દીલ થએલાનો મનોર્થ એક સરખો છે, પણ તે-માંથી કોઇના મનમાં યુદ્ધની ઉત્કંઠા રહી જાય તો સારૂં નહિ ? એ-ટલુંજ સાંભળતાંજ તમામ રજપુતો મુજરો કરીને સર્વ સર્વના ઘેર જઇ સંપત પ્રમાણે દીનને દાનો આપીને યુદ્ધનો શ્રૃંગાર સજી સર્વ સામંતોએ જોધપુરના દરવાજા બહાર દુંદુભી વગાડતા એક મોટા મેદાનમાં મુકામ કર્યો.

જે વખત જોધપૂરના કિલ્લા ઉપરથી ઉતરીને રાજા જસવંત પોતાની ફોજમાં આવ્યો તે વખત તમામ શુરવીરોએ સલામી આપી ને રાતની વખતે મહાભારથની કથા શરૂ કરી, તેમાં કર્ણ અને અ-ર્જુનનો સમર સાંભળીને કેટલાક શાહસિકોએ તેજ વખત તરવારો ખેંચી હતી, શત્રુનો મુકામ દૂર હોવાથી નીકળેલી તરવારો પ્રહાર ક-ર્યાવિના મ્યાનમાં પેસે નહિ, એવા નીયમથી કેટલાક પાડાઓને છો-ડાવી તેમના સામે તરવારો ચલાવ્યા પછી બીજે દીવશે મોતીના ઝુમખાવાળી પાઘડી શીર ઉપર મૂકી સીરોઇ વખણાતી સમસેર અને કેશરીયાં કપડાં પેહેરી ઇંદ્રના ઐરાવતનો જેણે ગર્વ હર્યો છે, એવા હાથી ઉપર જસવંત બેઠો તેજ વખત જાણે જેષ્ટ માસમાં ઉન્મત થએલો સમુદ્ર પોતાની લેહેરો પાથરતો હોય તે રીતે ચાલતી સેના-માં વાયુના યોગે નિશાનોના ફટકારા શત્રુઓને છક્કડ મારતા હોય, અને મેઘની ગંભીર ગર્જનાની પેઠે હાથિયો ગર્જતા વીજળીના ચમ-કારાની પેઠે સૂર્યના તેજે ભાલા અને બરછીયો ભળકતી ટળવળ-તી તરવારો અને ઢળકતી ઢાલો સહિત ઘણીજ સતાબીથી દિલ્હી નજીક પોતાના મુકામે ઉતરી પડયા.

બીજે દીવશે સવારમાં નામાંકિત શૂરવીરોમાં હાડા, કછવાયા,

શીસોદિયા, પરમાર, ગોહિલ રાણા અને રાઠોડના આગેવાનોમાં ભી-મસિંહ, દુર્ગદાસ, રૂગનાથસિંહ, એચલસિંહ, પ્રાગસિંહ, મોકમસિંહ હરિસિંહ, સુરતસિંહ, ગુલાબસિંહ, રસાલસિંહ, ( અમરસિંહનો પુત્ર ) અને કુશળસિંહ ( જસવંતસિંહનો કાકો ) ઇત્યાદી ક્ષત્રિયોએ પ્રાતઃ કાળમાં સ્નાન કરીને પોતાના ઈષ્ટામાં ગણાતી ચામુંડાને મનાવી તે-લ ફુલેલ ચોળીને કેશરી પોશાકો સાથે શસ્ત્ર સજીને રણ રક્ષણો બાંધી મોખરા ઉપર રસાલસિંહ આવી ઊભો તેને દેખીને—

**જસવંતસિંહ**--રસાલસિંહ, લાલરંગના બનાતી તંબુ દેખાય છે તેવો વહન થતો રંગ ક્યારે જોઇશું?

**રસાલસિંહ**—કાકા, (ખુલ્લી તરવાર બતાવીને) આને ઘણી ભુખ લાગવાથી અહાર માટે આકુળ વ્યાકુળ થાય છે!

**દુર્ગદાસ**—તખતનસીન થએલા ઔરંગજેબને જોધપુરનો ચાં-દલો થયો નથી ત્યાં સુધી આપણા વિચારો અણછાજતા છે, એવું સાંભળીને જસવંતે પોતાના ચુણંદા સ્વારો લઇ દિલ્લીના દરબારમાં જઇ ઔરંગજેબને સલામ કરી, તે વખત તેણે ડાબા હાથે સલામ લીધી તે દેખીને જસવંતને ઝાળ ઉઠી, તેથી લોહી સુકાઇ ગયું, મુ-ખનો ચેહેરો કરમાઇ ગયો તે દેખીને કુશળસિંહને ક્રોધ ઉત્પન્ન થયો જાણી તુરત કચેરીમાંથી ઉઠીને મૂકામે આવતાં જસવંત બોલ્યો કે કાકા, ઔરંગજેબે જે રીતે ડાબા હાથે સલામ લીધીછે તેજ રીતે આવતા કાલે ડાબા હાથે હું ચાંદલો કરનાર છું, માટે દીલગીર થશો નહિ, કહ્યુંછે કે “ મન મોતી અને કાચ એ ફુટ્યાં સંધાતાં નથી. ”

મુકામ ઉપર આવ્યા પછી બીજે દીવશે સવારમાં ઈશ્વર પ્ર-ત્યે સ્તુતિ કરી કે મારો કોઈ પ્રકારે ગુન્હો નથી પણ તેણે મારૂં અ-

પમાન કર્યું છે તેનું ફળ આપતાં મને દોષવાન કરીશ નહિ એમ બોલીને 'સજેલા હથીયારે કચેરીમાં જઇ ડાબા હાથની છેલી આંગળી કાપી સભામાં સૌ દેખતાં શાહને તિલક કર્યું, તે ઉપરથી—

**શાહ**—જસવંત, ડાબા હાથની સલામનો બદલો ડાબા હાથનું તિલક છે? આતો બહુ બેઅદબી કહેવાય કારણ કે, અમે બાદશાહ છીએ તેની બરોબરી તમારાથી થાય નહિ, એવું સાંભળીને—

**દુર્ગદાસ**—જોધપુરથી નીકળતાં મસ્તાન ઘોડા ઉપર અમારા મહારાજ બેઠા હતા તેથી રસ્તામાં પડી જવે જમણા હાથને ઇજા થઈ છે તેથી હમણા હાથ ઉપડતો નથી.

**શાહ**— ( પોતાના બીજા અમીરોને ) જોધપુરનો ચાંદલો થયો કહેવાય કે નહિ?

**અમીરો**—ગમે તે રીતે તેના હાથનો ચાંદલો થયો એટલે બસ છે, એમ નક્કી થયા પછી સૈયદ સરદેખાંએ પોતાના ત્રણ લાખ નેવુ હજાર સીપાઇઓને સજેલા હથીયારો સાથે લાવી સલામ કરાવી તે વખત અવરંગજેબે જસવંતને કહ્યું કે આ હાજરી આપવા આવેલા અમારા સૈયદ કેવા શોભે છે?

**જસવંત**—વાહ! ભણે તો મોલવી, ન ભણે તો સૈયદ, પૈસો મળે તો અમીર, ન મળે તો ફકીર. જીવતો મીર અને મરણ પાછે પીર કહેવાતા સૈયદો શું તરવાર બજાવી શકશે? અને તે રજપુતની બરોબરી કરી શકે? એવું સાંભળીને કાબુલી ફોજ મગાવીને ફરી પૂછ્યું કે આ ફોજ કેવી છે? જસવંતે કહ્યું તેમને પુછી જુવો કે, તમારા માથે ટોપી હાથમાં સોટી, વિના મુઠની તરવાર, ઘોડા ઉપર દુમચી વિના પલાણ, અને રોટી ખાઇ ઊંધા સૂઈ રહે-

વાનું શું કારણ છે!

**શાહ**—જસવંત રાજા કહે છે તેનું કેમ?

**કાબુલિયો**—(સર્વ પોતાના માથાં નમાવીને શરમથી) આપ-ના ડાબા હાથ ઉપર બેઠેલા જસવંતસિંહના જોધપુર પાસેના આ-મેર (જયપુરના) નાથ માનસિંહજી અમારા ઉપર ચડી આવ્યો તે વખત તેણે ફતેહ મેળવી અમારી પાઘડી ઉતરાવી, ટોપી પેહેરા-વી, તરવારની મુઠ કડાવી લાકડાના હાથા ઘલાવ્યા, ઘોડાને હાકવા-ના ચાબુક મૂકાવી સોટિયો આપી, અને ઘોડાના જીન પાછળની દુ-મચી કડાવી આગમદોરો બંધાવ્યો છે, ત્યારથી અમોને માઠું લા-ગવે રોટલા ખાઇને ઊંધા સુઇ રહીએ છીએ, વળી અમારાં છોકરાં કોઈ પ્રકારની હઠ પકડીને રોતાં છાનાં ન રહેતો તેને ચુપ રાખવા માટે "માનુપીર" આવ્યો! એમ કહીએ એટલે તુરત છાનાં રહેછે, તેથી અમે દીલગીર છીયે પણ, દિલ્લી તખ્ત ઉપર એવો કોઇ શા-હ થાય તો અમે પાછું વૈર વાળીને ઉપરનો દેખાવ બદલીએ.

**શાહ**—તેતો અમારા હિંદુસ્તાનની આબરૂ છે, વારૂ જસવંત, તમારી ફોજ કેવી છે? તે દેખાડો.

**જસવંત**—[પોતાના કાકા કુશળસિંહને] કાકા, આપણા પકત એસી રજપૂતો આવે.

એવો હુકમ થયો તે પ્રમાણે રાંગડી પોશાકો વાળા આવી હાજર થયા, તે દેખીને અવરંગજેબ ઘણો ખુશી થયો, ત્યારપછી કુચામણના ઠાકોર પૃથ્વીસિંહ પાલખીમાં બેસી વિના બોલા-વ્યે કચેરીમાં જોવા માટે આવ્યા તેને અફીણનું બંધાણ ઘણું છતાં પાંચે શસ્ત્રો બાંધેલાં અને પાલખીમાં સુતે સુતે હોકો પીતો

દેખી સેર બિલંદખાં બોલ્યો કે, આવી બે અદબી કરવી દુરસ્ત નથી. તે ઉપરથી અવરંગઝેબે એક ખોજાને બોલાવી તેના હોકા ઉપરથી ચલમ ઉતરાવી તેથી હોકાંનો અવાજ બદલાણો જાણીને તુરત તરવાર ખેંચી ખોજાનું માથું કચેરીમાં કાપી નાખ્યું ! દેખી અવરંગઝેબે જસવંતને પુછયું કે, આ નાદાન સોળ વર્ષની ઉમરનો બાળક ક્યાનો અને તેનું નામ શું છે?

**જસવંત**—બાળપણામાં લાડમાં તેના માબાપે તેનું નામ પૃથ્વીસિંહ રાખ્યું છે.

**શાહ**—શું આખી દુનિઆનો સિંહ?

**જસવંત**—અમારા હિંદુમાં સાડા ત્રણ મણનો મનુષ્ય છતાં તેનું નામ પાંચ મણનું રખાય છે, જેમકે,પૃથ્વીસિંહ, પ્રતાપસિંહ, ધરણીધકેલ, અંબર ઠેલ, શત્રુસાલ, અરિસિંહ અને રણજીતસિંહ એવાં નામો હોય છે પણ મુસલમાનોમાં તો સાડાત્રણ મણનો આદમી છતાં નાંમ નવટાંકનું હોય છે જેમકે, ખેરા જુમ્મા, ફાજલ, અમી, બલોલ, બાબર, પીરૂ, ઠાડેખાં, ખડેખા, મિયાંખાં અને સેરખાં એમ આખાં ઘરમાં ખાંજખા હોય છે.

**શાહ**—આખી પૃથ્વીનો સિંહ છે ત્યારે ત્રણ દીવસથી ભૂખ્યો બાંધેલો અમારો કેશરીસિંહ છે, તેનાથી એ કુસ્તી કરશે!

**જસવંત**—હા, કરશે.

**શાહ**—તમે પુછો તો ખરા.

**જસવંત**—પથુભાઈ,બાગમાં બાંધેલા કેશરી સાથે કુસ્તી કરશો!

**પૃથ્વીસિંહ**—એમાં શું મહત્વની વાત છે? એવું સાભળી સહુ સહુના થાનકે ગયાં અને પૃથ્વીસિંહે જાણ્યું; કે, વાઘ સાથે કુસ્તી કરવા-

ના બાને બાગની સેલ થશે માટે હું તો અહીંથી પરભારો ત્યાં જ-ઊંછું (જાયછે).

બાગમાં જતે હરદેરામની રેતી અને કીશનલાલનું તળાવ જો-તો ચંપક, કેતકી, કેવડા, કેળ, જુઇ, ચમેલી, મોઘરા, માલતી અ-ને મધુ માધવીની વેલમાં કીર, કપોત, મયુર. મેના, બક, ચાતુક, કોકિલ, હંસ અને ચકોર, ચંડુલ, ચક્રવાક, ચડીયોના સમૂહો શોર કરી રહ્યાં છે, એવા રમણીય બાગમાં એક વિશાળ મકાન જોઇને પડેલા પલંગ ઉપર સીરોણો ઢાલ, બગલમાં તરવાર અને કમ્મરમાં કટાર રાખી સુઈ રહ્યો, ત્યાર પછી પોતાના લશ્કરમાં જસવંતે ખ-બર કડાવતાં પૃથ્વીસિંહનો પતો મળ્યો નહિ તેથી ગુસ્સે થઇને—

**જસવંત**—અરે! ભુંડા રાંડના, અમને આગળથીજ કહેતું હ-તું, પણ નાઠો કેમ? બીજા ઘણા રજપુતોમાંથી કોઇને બોલાવી કુ-સ્તી કરાવત (એવું સાંભળીને).

**પ્રતાપસિંહ**—(પૃથીસિંહનો ભાઇ) મહારાજ, રજપુત વિના ર-જપુત પેદા થતો નથી માટે તેને રાંડના કેહેવાય નહિ, અગર વધા-રે બોલશો તો તરવારના એક પ્રહારે બે ટુકડા કરવામાં આવશે; પૃ-થીસિંહ નથી તો તેનો ભાઈ હું પ્રતાપસિંહ છું, ચાલો વાઘ સાથે કુ-સ્તી કરવા હું તૈયાર છું. (સર્વ જાયછે).

રજપુતના નામને છેડે જોડાએલું વિશેષણ (સિંહ) બોલવામાં આવેછે પણ તે વિશેષણના નામને શોભાવનાર સિંહ સામે પૃથીસિં-હની કુસ્તી થાયછે, એવું સાંભળીને તમામ રાશિયત, અમીર અને રૈ-યત હાલી મોવાલી જોવા મળ્યા હતા, તે વખત ઘણીજ ભીડ અને શોર બકોર થયો સાંભળી પૃથીસિંહ ઉઠી શાહની સામે આવી સ-

લામ કરી. તે દેખીને જસવંત ખુશી થયો અને તેને બરદાવ્યો કે, સિંહની સામે બાથ ભીડવા માટે રજપુતને સરજાવેલા છે પણ બીજાને નહિ, એવું સાંભળીને સિંહ છોડી મુકવા શાહે હુકમ કરયો તે પ્રમાણે થતાં છુટેલો સિંહ ગર્જના કરીને ફાળ ભરી પૃથીસિંહની ઢાલ ઉપર પંજો મારતાંજ ઢાલ ગાદીમાંથી છુટી થઇ દૂર પડી, તે દેખીને ક્રોધમાં આવેલા પૃથીસિંહે સિંહ સાથે બાથ ભીડી લીધી. તે દેખીને જસવંતસિંહે કહ્યું કે તરવાર લેજા, પૃથીસિંહ કહે, તું હથી ઉપરથી ઉતરીને આપી જા, એમ દૂરથી વાતો થાયછે પણ કોઇ પાશે આવતું નથી, ત્યાર પછી પૃથીસિંહે પોતાના બે પગ તેના પેટમાં ભીડાવીને જોરથી લાત મારવે સિંહ કેટલેક દૂર પડયો, એટલે પોતાની પડેલી તરવાર લઇને ઝળકતી મ્યાનમાંથી ખેચીને સિંહના શરીરના મધ્યભાગે વાપરતાંજ જાણે કીસબણ નાચ કરતી હોય તેમ ધડ અને માથું ઉછળવા લાગ્યાં ! ! તે દેખીને રજપુતોના નગારે ડંકો થયો તેથી બાદશાહ ઉપર મનથી ખુસી થયો, પણ અંદર ખાને ઘણોજ ગુસ્સામાં હતો, તેમ છતાં લોકોમાં કીર્તિ થવા માટે પૃથીસિંહને સવા લાખનો શરેપાવ આપવા ફુરમાવ્યું પણ હાય ! કપટ કરનાર મલેચ્છને કાંઇ પણ દયા આવ્યા વિના જામાવિષે ઝેરનો પ્રયોગ કરી બક્ષીસ આપ્યો, તે પેહેરતાં પ્રતાપસિંહે મનાઇ કરી છતાં નાદાની તે નાદાનીજ, પૃથીસિંહે ન માનતાં મનોહર જાણીને અંગમાં પેહેરી મુકામે આવી રાતની વખતે સુઇ રહ્યા પછી વિષ વ્યાપી જવે સવાર થતાં તેનું મૃત્યુ થયું દેખીને પ્રતાપસિંહે વિલાપ કર્યો, પણ ફાવ્યું વળ્યું નહિ ત્યારપછી જસવંતને ખબર મળવે સર્વ રજપુતો એકઠા થઈને પુષ્પની વૃષ્ટિ કરતા તેની લાસને જમનાજીની રેતમાં

અગ્નિ સંસ્કાર કરવા લાવ્યા, તેવું સાંભળીને અવરંગજેબે ચીઠી લખી કે જનાનખાનામાં કોઈ ખાણું ખાતું નથી કારણ કે, પથીસિંહનું મોઢું જોવાને સહુ ઊત્કંઠિત છે અને હું પણ બહુ દિલગીર છું, આ ચીઠીનો પ્રત્યુત્તર લખતાં જસવંતસિંહે જણાવ્યું કે, રે! અધમ, નીચ, કુળહીન, કપટી, છળથી છેતરી છાની રીતે ઘા કરનાર ગમાર ગર્વિષ્ટ, આંખના પાટા અને પગના કાંટાની પેઠે ખુંચનાર પ્યારા પાતશાહ, તેં મારા ભાઇને મારયોછે તે વાત અમે ભૂલ્યા નથી છતાં બળતી અગ્નિમાં ઘી હોમ્યા જેવું આ કૃત્ય કરયું છે તેનો બદલો લેવા અમે ચુકનાર નથી, મારવાડના રજપુતો સાકો કરતા આવ્યાછે તે રીતે હું પણ કરીસ, એવા સમાચાર મોકલી, પૃથીસિંહને દાગ દઈ મુકામે આવી એક વિચારે સાકો કરવા દાંડી પીટાવી, એટલામાં સાંભળ્યું કે, અજમેરથી યાત્રા કરીને બેગમો આવેછે, તેણે "ખજવામાં" મુકામ કર્યો છે તેની પાશે નવ કરોડનો ખજાનો છે પણ લશ્કર થોડું છે સુજા નામનો શાજાદો બાર હજાર ફોજ સાથે રહેલોછે, એવું સાંભળીને જસવંતે પોતાની ફોજનો મોરો તેની સામે ફેરવ્યો, અને આગળ ચાલતાં થોડા વખતમાં ખજવે આવી પહોચ્યો, તે વખત મોખરેથી મોખરો મળતાંજ તરવારો ચળકવા લાગી. ઢાલોના ધબાકા થતાં નાળિએરની પેઠે માથાં ભૂમિ ઉપર ગબડવા લાગ્યાં. મુલતાની કબાન, લાહોરની કટારી, બુંદીની બરછી, સીરોહી તરવાર, ગેંડાની ઢાલ, પાંચ વર્ષના ઘોડા, પચી વર્ષના જવાન પરસ્પર વાદ વદતા પ્રલય કાળ લાવવા શંકર ઉઠયા હોય એમ થતાં પ્રતાપસિંહે પોતાના ઘોડાને કુદાવી હાથીના હુદાને લટકી સુજાનું માથું કાપતાં પૃથીસિંહનું વેર વાળુછું, કહી નીચે ઉતરતો દેખી દુર્ગદાસના

દીકરા સુરતસિંહે પોતાની કમાનનાં બન્ને ગોષા ભેગા કરીને બાણ- મારતાંજ સેર બિલંદ સુબો હુધામાંથી નીચે આવી પડયો તે દેખીને યુદ્ધનો આતુર દુર્ગદાસ બોલ્યો કે, બેટા, મારે માટે કાંઇ રેહેવા દઇ- સ કે, એકલોજ લુટી લઈસ, તેના જવાબમાં સુરતસિંહે કહ્યું કે, પિ- તાજી, હવે પછીના વખતમાં આપને માટે ઉમંગ દૂર રહેશે ભજી આવું જોઈને

**નુરજહાં**—અરે, જસવંત-જસવંત, ગજસિંહનો સિંહ એક તું- જ છે. અવરંગજેબે તારા સાથે ગેરસલુકાઇથી વર્તીને શું ફળ મેળવ્યું છે? હું તો તને પહાડ જેવો માનુંછું અને બીજા રાઈ સમાન છે, એ- વું સાંભળીને જસવંતે પુછયું કે એ કોણ બોલેછે? તે ઉપરથી ખ- બર મળી કે, નુરજહાં શાહની બેન છે.

**જસવંત૦**—તેના લશ્કરના બાકી રહેલા માણસો અને તેનું જેવર ન લેતાં રહેલા માણસો સાથે તેને મોકલી દો, બાકીનાં મરેલાં મુસલમાનને હિંદુની પેઠે ઘાસનો પુળો બાળી તેમનાં મોઢાં બાળી મુવા પછી હિંદુ બનાવો, બીજી જીવતી હોય તેને તપેલી રેતીમાં ચલાવો, એ રીતે હુકમ કરતાંજ તેમ કરવામાં આવ્યું તે વખત બેગમોના પગમાં ઘુઘરા જેવા ફોલ્લા ઉઠી આવ્યા!!

ખજવામાં લડાઈ થઇ હશે એમ ખરૂં માનવાને સતારાવાળા શિવાજીના શૂરવીરપણાની કીર્તિ કરનાર ભૂષણ કવિ કહે છે કે.

**कवित.**

**दाराकी न दोर यहां रार नहि खजवनकी**

**बांधवो न होय पें मुरादशाह बालको,**

गाढे गाढे गढ जीते मुलक समुद्र लीने
जिहां तिहां भेजतहे हांसल हरसालका;
मठ विश्वनाथको न निवास गाम गोकुलको
देवीको न देहरा न मंदिर गोपालको,
डुबतहे दिल्ली पें संभारे क्यो न दिल्लीपत?
धक्का आन लाग्यो शिवराज महा कालको,

ખજવામાં લડીને બાદશાહી ખજાનો લુટી જસવંત જોધપુર ગયો તે વખત પોતાની માનીતી રાણીએ મેણું માર્યું કે, સોળ વર્ષના છોકરા સાથે સિંહની કુસ્તી કરાવીને ઝેરના સરપાવ અપાવી મરાવી નાખે છે એમાં શું નામ નીકળવાનું છે? આવી માથાના કારી જખમ જેવી બોલી સાંભળીને જસવંતે કહ્યું કે, યુદ્ધના ઉમંગે ગએલાં છતાં અમારી સાથે સલુખાઇ રાખીને અવરંગજેબ વર્ત્યો હતો તેથી અમારો ઊમંગ બહાર પાડયો નહિ, પણ પૃથ્વીને મારવે ખજવામાં ખરાબી મેળવી છતાં આવાં કટુ ભાષણ વાપરવાનો અધિકાર તમને છે માટેજ જતી કરૂંછું. પણ સાત વર્ષ સુધી હું તને અંગીકાર કરનાર નથી એમ બોલીને દાગ આપ્યો.

ખજવામાં થએલી હકીકત બાદશાહના જાણવામાં આવ્યાથી શાહજાદા અને સુબાનું વેર લેવાને અતિ આતુર પણું બતાવતો હતો. તેટલામાં કાબુલ તરફથી રંગ બેરંગી લશ્કર આવતું સાંભળી મોટી ફીકરમાં પડયો દેખી હસતખાં ત્રીજો વજીર બોલ્યો કે, જસવંત સિંહવિના કાબુલી કાયર થનાર નથી, આ વાત શાહે ઇનકાર કરી

કારણ કે, રજપુતો સાથે વૈર થયું છે એટલે દગો થયા વિના રહે નહિ—હસ્તખાં કહે છે, રજપુત ધર્મને તે વાત એબ લગાડનાર છે માટે તેમ થવાનું નથી, તેમજ તેને પૂરો વિશ્વાસ આવ્યા વિના જોધપુરથી તે નીકળનાર નથી.

**અવરંગજેબ**—મારી અંમાં જસવંતસિંહને પુઇ થાયછે, તેના હાથે એક પરવાનો લખાવી તેમાં દિલભરનો દિલાસો આપી અંમાના શિકકા સહિત મોકલી બોલાવિયે તો આવે?

**હસ્તખાં**—તેવી તરકીબ કરવી ઠીક છે પણ જલદી થાય તો સારૂ, કેમકે કાબુલી-ફોજ અટક ઉતરી ચુકી છે.

**અવરંગજેબ**—એમ હશે તો હું ફકીર થઇ મકકે ચાલ્યો જઇશ ( એમ બોલીને ઢોંગીપણે ફકીરનો વેશ ધારણ કર્યો તે તેની માતાએ જોઈને પૂછતાં જસવંતસિંહ આવે તો દિલ્લી રહે નહિ તો જશે માટે તું તારા હાથે પત્ર લખે )

**અંમા**— તું દગલબાજ છે માટે કુરાન ઉપર હાથ મૂકે તો હું લખું. ( શાહે તેમ કર્યા પછી તેની અંમા લખે છે કે ) " મારા માનીતા જસવંત ગજસિંહ, કાલના વખતમાં સરણું એક ઇશ્વરનું અને બીજું રાઠોડનું છે, છતાં અવરંગે તમને છેડીને શું ફળ કહાડ્યું છે? હવે તમારી મરજી પ્રમાણે કરો, પણ જતી બાદશાઈ પોતાની જાણી રાખવી એ તમારૂં કામ છે" એમ લખીને કઠન કબાનમાંથી છુટતા તીર જેવા ખેપિયા સાથે મોકલતાં હસ્તખાંની સલાહ પ્રમાણે શાહે પણ લખ્યું કે, " જસવંત ભાઈ વધારે લખવાની ફુરસદ નથી પણ પત્ર વાચતાં તુરત આવજે " એવું લખી આપ્યા પછી હલકારે તે કાગળ જોધપુર કચેરીમાં આપ્યો, તે દુર્ગા-

દાસે વાંચી હકીકત વિદિત કરતાં જસવંતસિંહ બોલ્યો કે આ પ્રસંગે આપણે જરૂર જવું જોઈએ, પણ આ કઠિણ જેઠ માસના તડકાનો વખત છે એટલે કેટલાક શુરવીરો અફીણના નિસામાં ચકચુર થઇ સુરત પડયા રહે છે, તેમને દિવશ ક્યાં ઉગ્યો ને ક્યાં આથમ્યો? એવી ખબર નથી, પણ જમતી વખત મોઢામાં કાંકરી આવે કે પછી સંગ્રામ ભૂમિમાં વાદિત્રો વાગતાં હોય અને સડાસડ તરવારો તણાતી હોય ત્યારે તેમની નિદ્રા ઉડે એમ છે, તો પણ ચેતાવવા જોઇએ.

દુર્ગદાસ—મારે સુરતસિંહ, હઠીસિંહ, ગુલાબસિંહ અને મોકમસિંહ છે એ ચારમાંથી એકાદને શાહ મારી નાખશે એવી મને ફીકર થાય છે, (અર્થાત તમારી ઘાત કરશે.)

જસવંત૦—હું પણ રાણીઓ પરણ્યો છતાં મારે એકે નથી દુધ અને પૂત્ર મળવાં તેતો ભાગ્યની વાત છે. રામસિંહ હતો તે પણ ગયો, અને તમને જે ફીકર થાય છે તે ફીકર આજ નહિ તો એક દીવશ પછી પણ થશેજ, માટે તમને ડર લાગતી હોય તો તમે અને તમારા પૂત્રો ઘેર રહો હું તો જમનામાં જઇને નાહીશ!! (અર્થાત તમારા નામનું સ્નાન કરીશ ) એવું કહેવાથી સર્વનો એક વિચાર થયો તે સાંભળી નુરજહાંને દયા આવી કે જસવંતને જરૂર મારશે એમ જાણીને ગુપ્તપણે મોટી રાણી ( ત્યાગ કરી છે તે ) ઉપર સમાચાર મોકલ્યો કે, જસવંતને આવવા દેશો નહિ. દિલ્લીમાં કપટ જાળ પથરાણી છે, તેથી માઠું પરિણામ આવશે. એવો કાગળ લઇ આવનાર હલકારો આખા જોધપૂરમાં આથડયો પણ રાણી રૂપકુંવરનો મેહેલ કોઈએ બતાવ્યો નહિ કારણ કે, રાજાએ જેને ત્યાગ કરી છે તેનું નામ પણ કોઈ આપી શકે નહિ તેથી આવેલો

હલકારો ભટકીને એક હલવાઈની દુકાન ઉપર બેસી એક રૂપૈયાની મીઠાઇ તોળાવી ને ખાધા પછી ચાલવા લાગ્યો તેથી જોધપુરી મારવાડી અને દિલ્લીવાળામાં તકરાર ઉઠીકે, રૂપૈયો આપ, બીજો કહે મેં આપ્યો છે. આમ ખડભાગ થતાં અંદર અંદર ગુપ્તપણે સમજવા લાગ્યા તેથી લોકોએ જાણ્યું કાંઇ તમાસા જેવું છે, પણ દિલ્લીવાળે પોતાનું કામ પૂર્ણ કરવા માટે હલવાઈની દુકાને પાછો આવી બોલ્યો કે, રણુરૂપકુરનો મેહેલ બતાવે તો તને તુરત રૂપૈયો આપું, હલવાઇ જાતના વાણીઆ હોય છે એટલે લોભમાં નુકશાનની બીતી રાખે નહિ તેથી રાણીનો મેહેલ બતાવી રૂપૈયો લઇ રસ્તે પડયા પછી હલકારે કાગળ આપ્યો તે વાંચીને આવેલા સમાચારનો મતલબ લખી ચંદકોર દાસીને આપી મહારાજને પોહોચાડતાં બીજી રાણીની દાસીએ ઝડપી રાણીને આપવે તેનો મતલબ છુપાવી બીજી રીતે રાજાને સમજાવી આવેલી દાસીને મારી કહાડવા હુકમ કર્યો, તેથી રોતી દાસી આવીને હકીકત વિદિત કરી, તે સાંભળીને રાણી બોલી કે, ખળે ખબર લઇશું, પણ તું શેહેરમાં જઇને કીમતી એક પંખો તૈયાર કરાવી લાવ. દાસીએ તે પ્રમાણે કરાવી લાવ્યા પછી રાજાનો હાથી ચલાવનાર મહાવતને બોલાવી નાણાની અમુક રકમ આપી કહ્યું કે, દિલ્લી જતા તૈયારી થાય ને વખત મહારાજની સ્વારી સાથે તેમનો હાથી મહારા મેહેલ નીચે ઉભો રાખજે.

મહાવતે મુકામ ઉપર જઇ બીજા હાથીવાળા સર્વ મહાવતોને બોલાવીને રાણીયે આપેલી રકમ વેહેંચી આપી એક મનસુબો કરી બીજે દીવશે જસવંતસિંહ પાસે જાહેર કર્યું કે, અમોએ જ્યોતસી પાશે જોસ જોવરાવ્યાથી ખબર મળી કે, તમામ હાથિયોને દારૂપાઇ

બજાર વચેથી સ્વારી નીકળશે તો તુરત ફતે થશે, એવું સાંભળી જ-
સવંતે તેમ કરવા હા પાડી એટલે બજારમાં પથ્થરની સડક ઉપર ચા-
લતાં ઘોડાના પગના અવાજ સાંભળીને રાણી પોતાના મેહેલના ઝ-
રૂખે બેઠી એટલામાં સ્વારી આવી પહોચી, અને મહાવતે હાથી ઉ-
ભો રાખ્યો તે વખત રાણીએ પંખો રાજાના ખોળામાં નાખતાં હુ-
દ્દાની કિનારી ઉપર અથડાઈ નીચે પડયાથી મહાવતે હાથીની સુંઢ-
માં ઉપડાવી હુદ્દામાં નાખ્યો તે દેખીને પુછતાં દુવાગણે તેમ કર્યું એ-
મ દુર્ગદાસે કહ્યું તેથી જસવંતસિંહ બોલ્યો કે, મને અપશકુન કર્યા
માટે તેનું માથું કાપ્યા પછી અહીંથી સ્વારી ચાલશે.

**દુર્ગદાસ**—વિનાં સમજે સ્ત્રી હત્યા કરવી તેમાં રજપુતોની બ-
હાદુરી કેહેવાય નહિ.

**જસવંત૦**—એમ હોયતો પણ ચાબુકો વડે તેની ખાલ ઉતા-
રવી એતો નક્કી છે.

**દુર્ગદાસ**—એ કામ મારૂં છે માટે હું જઊં છું, એમ કહી રાણી-
ના મેહેલમાં જઈ હુકમ સંભળાવ્યો તે ઉપરથી રાણી બોલી કે, દિ-
લ્લી તરફથી મને ખબર મળીછે તેમાં મહારાજ માટે અસુભ છે જા-
ણી પંખો નાખવાનું કારણ એજ કે, આપના પધારયા પછી અમ-
ને દશે દિશાના વાયરા વાશે માટે જશો નહિ, અને માનો નહિ તો
જોધપુરના અન્તઃપુરનું શીળ જાળવવા કોને મુકી જાઓછો! (એમ
કહીને પોતાનો વાંસો ધરીને) આપના હાથે મારૂં મૃત્યુ થવે મને સ્વ-
ર્ગ મળશે પણ મેં બતાવેલી પીઠ ઉપર તમે મારશો તેથી રજપુત-
નું પણ હારશો અને ચાબુકો માર્યાથી સહન થશે નહિ માટે ચા-
બુક કરતાં ધારાદાન આપવું શ્રેષ્ઠ છે.

**દુર્ગદાસ**—આ વાત કરવી મને દુરસ્ત લાગતી નથી તોપણ હુકમને તાબે થતું એ અમારૂં કામ છે, માટે આપના જમણા પગનો અંગુઠો મને બતાવો (રાણી તેમ કરેછે એટલે તેના અંગુઠે પાંચ વખત ચાબુકો અડાડીને નીચે ઉતરતાં એક બકરો મારી તેના લોહીમાં ચાબુક રંગીને જસવંતને બતાવેછે તે ઉપરથી રાજા દિલગીરી બતાવીને)

**જસવંત૦**—દુર્ગદાસ, આપના પ્રધાનપણામાં મારા હુકમની અમાન્યતા થઇ નથી, પણ રાણીને તમે કાંઈ પુછીને ચાબુકો માર્યા કે-જતાંજ તે કામ કરયું ?

**દુર્ગદાસ**—(મનમાં) "રાજા વાજાં વાંદરાં તીનું એક સ્વભાવ" એમ કહીને પ્રકાશમાં,મહારાજ હું ગયો તે વખત રાણી સાહેબ મોટો કલ્પાંત કરી રહ્યાં હતાં, અને દિલ્હીથી આવેલી ખબર મને વંચાવી કહ્યું કે, રાણીયોનું શીળ સાચવવા કોને મુકી જાઓછો ? દિલ્લીમાં તમારા માટે કપટ જાળ પાથરી છે, અને ચાંદીની બેડી સોનાની તોક જંજીર તૈયાર કરીછે, માટે આપ વિચાર કરો કે રામસિંહ જેવું ગુલાબનું ઉઘડતું સુગંધીદાર પુષ્પ ચુંટી નાખ્યું છે, અમરસિંહ જેવા શૂરવીરને રોળી નાખ્યાછે, છતાં વેરીના ઘેરે જઈ યમનું બળીદાન થાઓ છો એટલું કહ્યા પછી મેં આપનો હુકમ પાળ્યો અને હમણાં ખબર મળી કે રાણીયે સ્વર્ગ સંપાદન કરી લીધું !!

**જસવંત૦**—અરેરે ! જેણે પોતાના પતિને દુઃખ થશે સમજીને દિલ્લીના દરબારમાંથી બાતમી મગાવી મને ચેતાવ્યો છતાં બીજી રાણીયોના કેહેવા ઉપર ભરંસો રાખી માન્યું નહિ, અને છેવટ તેને મોતના શરણ કરી હાય ! મારા જેવો દુષ્ટ બીજો કોણ હશે ?

**દુર્ગાદાસ**—(રાજાનો પશ્ચાત્તાપ જોઈને) મહારાજ, રાણીજી કામ છે (ઝરૂખામાં બેઠેલી દેખાડે છે તે જોઇને—

**જસવંત૦**—(હર્ષથી) બાર હજાર સ્વારો સાથે ગુલાબસિંહ અને સુરતસિંહ જોધપુરના રક્ષણ મટે રાખુંચ્છું, પણ રજપૂતની ચડેલી સ્વારી પાછી ફરનાર નથી માટે જોધપૂરમાં આવી ને તમારો દુવાગ દુર કરી અસલની સ્થિતી કરતાં શ્રેષ્ટ કરીસ.

"રંડીને શું મારવી એ જાત નિમાણી પર્વત ઉપર ખબર દેએ તો હુરચ પહાણી" એમ કહીને ચાલવા માંડેછે, ત્યાર પછી રાણીએ ગુલાબસિંહ અને સુરતસિંહને બોલાવી કહ્યું કે, બેટા, તમે રજપૂત કુળના શીરમોડ રાઠોડ છો, પણ રાજાએ મને તજી છે માટે આ જેઠ મામમાં જમનાજીની પરબીનું સ્નાન કરાવવા તું મને લઇ ચાલ કે જેથી હિંદુના ધર્મ પ્રમાણે આપણું પાપ દુર થશે.

**ગુલાબસિંહ**-સુરતસિંહ, સ્ત્રી તો વચનરૂપી ઝેરી શબ્દે દંશ કરનાર છે, અગર કાકીને જમના સ્નાન કરવા લઈ જઇશું તો આપણે જમના બળીદાન થઇ પડીશું કારણ કે, કાકાના જાણુવામાં આવે તો શત્રુતા પેદા થાય, તેથી આપસ આપસમાં તરવાર ચાલતાં વાર લાગે નહિ તેથી ઘાણીમાં જેમ દાણા પીલાઈ જાય તેમ આપણે પીલાઈ જઇશું, માટે હું તો તેમ કરવા ઇચ્છતો નથી.

**સુરતસિંહ**—ઘાણીમાં પીલના દાણામાં કોઇ આખા રહી જાય છે તે તમે કે કોઇ બીજાને ગણુશો? અગર મરણનો ભય ધરી બીતી રાખતા હશો તો ઘરમાં જઇ મારી ભાભીની ચુંદડી પછવાડે છુપી રહો, અને તેમના હાથની ઉની રસોઇ જમીને દુકાન ઉપર ગુમાસ્તાઓને એવી શીખામણ આપજો એટલે વેપારમાં વધારો

થશે એટલે નફામાં નફાની (કસ્તુરી જેમાં રહેછે તે મૃગનું ચામડું) મજા લુટજો, અને જ્યાં તરવારો ચાલવાનો સંભવ હોય ત્યાંથી લાગ મળ્યે દુર ખસીને તાળીયો પીટજો. આવા કડુ વચન સાંભળીને બાદરવાની ગર્જના જેમ સુતેલા સિંહને જગાડે તથા ઝેરી કાળોનાગ ડસતાંજ રોમ રોમ વિષ વ્યાપી જાય તેમ ગુલાબસિંહના અંગમાં વીર રસે પોતાનું મુકામ થાપન કર્યું તેથી તે તૈયાર થયો, અને પોતાના શસ્ત્રો સાથે આવી ઊભો તે વખત સુરતસિંહને—

ગુલાબસિંહ—કાકા કોપશે તો પછી?

સુરતસિંહ—ભાઈ, કાકાના હાથે હું મરવાથી ડરતો નથી. જેને જીવ પ્યારો હોય તે ડરે હું પોતાનો પ્રાણ કોઈ પાસેથી ઊછીતો લાવ્યો નથી કે જેથી માથે ઋણ રહેશે. (એમ બોલીને રાણી પ્રત્યે) કાકી, ગુલાબસિંહજી ન આવે તો ભલે પણ હું આપને એક વખત જમના સ્નાન કરાવીશ, એવું બોલીને જેણે જમનાજીમાં સ્નાન કરવું હોય તેણે આવતે કાલે તૈયાર થવું, એવું દાસી સાથે નોતરૂં ફેરવ્યું તે સાંભળીને સર્વે જણે વિચાર કર્યો કે, દુવાગણ પાસે પૈસો નથી માટે આવો ઢોંગ રચ્યો છે જાણીને જમનામાં નહાવા માટેની ના પાડીને જેને જેવું પોચ્યું તેવું હાથ ધરણું મોકલ્યું એટલે પચીશ હજાર રૂપૈયો એકઠો થયો, તે લઈને દાસી આવી સર્વ હકીકત વિદિત કરી પણ તે વાતની દરકાર ન રાખતાં સુરતસિંહને ગુલાબસિંહના જાપતા નીચે દાસીયોને લઈ રવાના થઈ તે વખત—

રાણી—સુરતસિંહ જોધપુરમાંથી કોઈ વિદ્વાન પંડિત સાથે હોય તો સારૂં.

સુરતસિંહ—કાકી, પોથી વાંચનાર પંડિતો મહારાજ સંગાથે

ગયા છે પણ ખેતી કરી કાકડી ખાનાર બ્રાહ્મણો છે, મરજી હોય તો બોલાવું.

રાણી—ડાબે ખભે જનોઈ વાળો બોલાતો બ્રાહ્મણ હોય એટલે બસ છે. રાણીનો એવો વિચાર જોઇને કેટલાક બ્રાહ્મણો સાથે લઈ જોધપુરથી નીકળી જસવંતસિંહ મુકામથી ત્રણ મંજલ દૂર મુકામ કરતે થોડા દીવશમાં જમનાજીના મેદાનમાં જઇ તંબુ રોપ્યો, તે વખત મોટો મેળો ભરણો હતો તેમાં જગો જગોથી અનેક માલ આવેલો સાંભળી અવરંગજેબે દાંડી પીટાવી કે જહાં સુધી બાદશાહ માલ ખરીદ કરે નહિ ત્યાં સુધી કોઈએ લેવો નહિ, પણ જ્યારે શાહ લઇ ચુકે ત્યારે ગમે તેણે લેવો, આવું સાંભળીને સુરતસિંહજી જોઈતો માલ ખરીદ કરતાં શાહના સીપાઇએ મના કરી તે ઉપરથી રાણીએ ઇશારત આપતે કેટલાક સીપાઇઓને ઠાર કર્યા, પછી રાતની વખતે બ્રાહ્મણોને બોલાવી પૂછતાં મધ્ય રાત્રીથી દીવશ ઉદય થતાં સુધી નહાવાનું પર્વ છે, એમ જાણીને તે વખતથી જમનામાં બેશી વિધિ પૂર્વક સ્નાન કરતાં સૂર્યનો ઉદય થવાનો વખત થવા આવ્યો, તે વખત રાણી પ્રત્યે સુરતસિંહે સમાચાર મોકલ્યા કે, તમે નહાવા ધોવામાં રોકાશો પણ મારો કાકો જે વખત નગારે ડંકો દેઈ જમના સ્નાન કરવા આવશે તે વખત તમારી ખબર મળશે તો તમે માળા ફેરવતાં રેહેશો અને અમે જમના દ્વાર પહોચીશું માટે જલદી કરો, એમ બોલતાંજ રાણી ડોળામાં બેસે છે એટલે જસવંતસિંહનો ડંકો થઇ સ્વારો આવતા દેખાણા તે ઉપરથી સુરતસિંહે એક ચીઠી લખી હલકારા સાથે મોકલીને કહાવ્યું કે, મારા પિતા અથવા મારા કાકાને આ ચીઠી આપી કહેજે કે, આ બાટ ઉપર કાંઇ સાકર વહેંચાતી નથી,

અને બીજે ઘાટે "પણ" ઓછું થતું નથી સર્વ ઠેકાણે જમનાં છે, માટે બીજે ઘાટે જવું કારણકે અહિ જનાના નાહે છે. આવી ચીઠી લઇ હલકારો દોડતો આવે છે એવું દેખી દુર્ગદાસે બોલાવી પૂછતાં હકીકત જાહેર થવે તુરત તેને પાછો ફેરવી કહાવ્યું કે—" નિકુંભોજ " પાટ મૂકીને તમે દૂર જતા રહેજો મહારાજ જાણશે તો તમને કતલ કરશે, એ પ્રમાણે હલકારાએ કહ્યું પણ તે વાત માની નહિ એટલામાં જસવંતસિંહ આવી પોહોચ્યા અને બન્ને કુંવરોને જોઇ દુર્ગદાસને પૂછતાં જવાબ આપ્યો કે તે બન્ને કોણછે હું તો ઓળખતો નથી.

જસવંત૦—(બન્નેને) તમે કેમ આવ્યા છો? અને આ કોના ડોળા છે?

સુરતસિંહ—મારી માતા તુલ્ય મારી મોટી કાકી છે તે જમના નાહાવા માટે પધાર્યાં છે. એટલું સાંભળતાંજ જસવંતસિંહે તરવાર ખેંચી સુરત સિંહની ગરદન ઉપર ઘા કરતાં સુરતસિંહે પોતાની ઢાલ ઉપર ઝીલ્યો, એટલે દુર્ગદાસ વચે આવી વિનંતી કરવા લાગ્યા. પણ રજપુતો ક્યારે કોઇનું માને એવા હતા? બીજી વખત ક્રોધના આવેશમાં તરવાર ઊપાડેછે એટલામાં ગુલાબસિંહ ક્રોધમાં આવીને જસવંતસિંહને કહેછે કાકા, દૂર હઠો નહિ તો ધડથી માથું દૂર કરતાં મને ગોત્ર હત્યા લાગશે અને મારૂં મોઢું કાળું થશે, આ વાત ન સાંભળતાં ઘા કર્યો તેથી ક્રોધમાં આવીને—

સુરતસિંહ—(ગુબલાસિંહને લલકારીને) આ ટંટો પતાવવા માટે આવેલા પિતાના માથામાં પ્રથમ તરવાર લગાવીને પછી કાકાને, એવું બોલતો સાંભળીને ગુલાબસિંહે પોતાના પિતા દુર્ગદાસના પેટ

સામે ભાલો ચલાવ્યો તેને ચુકાવવે ઘોડાના હાંનામાં વાગ્યો એટલે જસવંતસિંહને ધારતી પડી તેથી બોલ્યો કે, બેટાઓ તમારે ભરૂસે હું રાજ કરૂંછું છતાં તમેજ અવળા ઊઠોછો એ સારૂં કહેવાય નહિ.

**સુરતસિંહ અને ગુલાબસિંહ**—કાકાજી, મારી કાકી તો મહારાજના ડેરા સામે ડેરો રાખીને બારીથી બારી મેળવી અહિ રહેવાનું માગેછે એ વિષે આપણી શી મરજી છે નહિ તો પછી—

**જસવંત૦**—વીરો, તમારી ખુશી પડે ત્યાં મુકામ આપો, પણ મારૂં કહેવું એમ છે કે, ખજવા મુકામે અવરંગજેબની બેગમો લુટી ખજાનો લીધો હતો તેનો બદલો તમે શત્રુને ઘેરે બેઠાં આપવા આવ્યા છો એ વાતથી મને ક્રોધ ઉત્પન્ન થયો, એટલુંજ નહિ પણ તમે કેવા લડાયક છો તે જોવા માટે આમ કર્યું છે, પણ હવે તમારી ખુશી પડે તેમ કરજો એમ બોલ્યાથી દુવાગણનો ડેરો મહારાજની જોડે રાખ્યો, ત્યાર પછી જસવંતસિંહ જમનામાં સ્નાન માટે ઊતર્યા અને હજારો રૂપૈઆની ગાયો લઇ દાન કર્યું, અને કેટલીક ગાયોના ગળબધ છોડાવી છુટી મુકી દીધી એટલે નિવારસી જાણીને કસાઈ લોકોએ પકડી, તે ગાયો છોડાવવા માટે સેંકડો રૂપૈઆ આપવા લાગ્યા પણ છોડી નહિ, અને એવું બોલ્યા કે, આજ તો જસવંત આવ્યો છે અને કાલે કોઇ બીજો આવશે એટલા માટે અમે અમારો વેપાર બંધ કરીશું ? નહિ તેમ કદિ થનાર નથી ! જાઓ જસવંતની ઢાલ તરવાર તો અમારી તાકડી (ત્રાજવાં) વળી તેની બંદુક તોપની ગોળી ગોળા તો અમારાં કાટલાં (વજન) વડે લડીશું પણ ગૌ વધ કરવો મૂકીશું નહિ, તેમજ દિલ્હી આગરામાં તો અમારો રોજગાર ખોઈશું નહિ, અને દિલ્હીમાં અમારી કોમે કોઇ

દિવસ શાકો કર્યો નથી માટે રજપુતો સામે અમે શાકો કરવા લાગ જોતાં આજ મળ્યો છે. એ રીતે કસાઇ લોકોનાં ગર્વિષ્ઠ વચન સાંભળીને જસવંતે હુકમ આપ્યો તેથી ત્રાજવાં કાટલાવાળા સામે ક્યાં રણખંભ રોપાવાનો હતો ! કણબી લોકો જેમ ઘાસ કાપે તેમ સાતસેં કસાઇના માથાં તરબુજની પેઠે કાપી નાખ્યા તેથી તેમની રોતી ઓરતો અવરંગજેબ પાસે ગઇ, પણ અવરંગજેબને બીજો લાગ સાધવો હતો માટે જવાબ આપ્યો કે રજપુતો સામે તમારે ગેરવર્તણુંક ચલાવવી નહિ, અને ચલાવી હશે તો તેનું ફળ મળે એમાં નવાઇ નથી માટે આયંદે સબાળીને ચાલવું, આ ઠરાવ થયો સાંભળીને રજપુતોએ પોતાના હથિઆરોને વિશ્રામ આપ્યો પણ ભોળા મનના રજપુતો બીજી વાત જાણતા નહતા માત્ર એટલુંજ સમજતા હતા કે પ્રસંગ પડવે કાપવું અને કપાતું એજ સાર્થક છે, પણ મુસલમાનોમાં શત્રુને દગાથી મારવો તેમાં હીણપત સમજતા નથી, એટલુંજ નહિ પણ ધર્મ સબંધમાં તેમનો જે એકો છે તે વખાણુવા લાયકજ છે અને હિંદુમાં તેમ નહિ હોવાનું કારણ બ્રાહ્મણને મારતો દેખી જૈન ખુશી થાશે. જૈનને મારતો દેખી દુરાગ્રહી બ્રાહ્મણો આનંદ માનશે, એમ અનેક ધર્માંધ જ્ઞાનિયોમાં પરસ્પર વૈર હોવાથી એકો વસ્તુ ઘોડાને જોડેલી ગાડીજ કહેવાય છે.

બીજે દિવસે જસવંતસિંહ બાદશાહને સલામ કરવા બાર હજાર સ્વારો સાથે દિલ્લીની રોણકદાર બજારમાં થઈને જતો હતો, તે વખત નિર્લજ્જિતપણે બજારમાં પલંગો ઢાળી બેઠેલી કસબણોએ જસવંતની દરકાર રાખ્યા વિના પરસ્પરમાં હાથ તાળી દઇ એક બીજીની મજાક કરતી દેખીને જોધપુરના મહારાજાની અદબ ન કરી તેથી સુ-

સ્સે થઈને તેમના અંગના આભૂષણો લુટી લેવા હુકમ કર્યો તે પ્રમાણે લુટી લીધાં તેથી દરીખાને ફરીયાદ થવે હસ્તખાએ પરભારો જવાબ આપ્યો કે તેની અદબ ન રાખી તેથી લુટાવી હશે તો તેમાં ગુન્હો નથી; ત્યાર પછી બજારના શાહુકાર લોકોએ જસવંતની ચાલતી સ્વારીમાં ફરીયાદ કરી કે અમારી દુકાનો નીચેના ભાગે છે અને કસાઇ લોકોની દુકાનો બીજે માળે (ઉપરના ભાગે) છે તેથી ઘણુંજ સંકટ વેઠવું પડે છે, માટે કાંઇ બંદોબસ્ત થવો જોઈએ. એમ હિંદુ મહારાજા વિના અમે બીજે ક્યાં અરજ કરવા જઇએ.

**જસવંત**—હાલ તો શાહની સાથે મારે અદાવત ચાલેછે પણ આજ મુલાકાત થશે તો તમારૂં તે દુઃખ દૂર કરવા વિચાર પૂર્વક હું ચુકીશ નહિ, એમ કહી કચેરી નજીક ગયો તે વખત ધારા મુજબ સર્વ સ્વારોને ઉભા રાખી ફકત સાત આદમી સાથે ગયો દેખીને હસ્તખાંએ ઇસારત કરી કે દુર્ગદાસને સાથે લાવશો તો તેનો ઇલાજ નથી, એટલામાં દુર્ગદાસ વિના જસવંતસિંહે કચેરીમાં આવી શાહને સલામ કરી, તે વખત અવરંગે આડું મોઢું કરી પાશે ઉભેલા સલાબતખાન બક્ષીના દીકરા જાફરખાંનને લલકાર્યો કે તારા બાપને મારનાર અમરસિંહનો ભાઇ તારા હાથમાં આવ્યો છે માટે, માર તેને તારો ગુન્હો માફ છે; એટલું સાંભળતાંજ વાંદરાંની પેઠે ફાળ ભરી જસવંતનો હાથ-પકડયો દેખી જસવંત બોલ્યો કે, અમરસિંહે ચાર આંગળની કટારી વડે કચેરી હલાવી હતી, પણ મારા પાસે તો આ (દેખાડીને) સમસેર દેખી છે? હઠ દૂર. એટલું બોલતાંજ જાફરખાં દૂર ખસી ગયા પછી જસવંત પોતાની તરવાર ખેંચી તખતની પછવાડે ઉભો રહ્યો એટલે શાહને ધાસ્તી પડવે બોલ્યો

કે, રે, મામુના બેટા ભાઇ, તારા વિના હું જીતનાર નથી એ વાત ખરી છે પણ હાલતો એવોજ હુકમ છે કે, આ પડેલી બેડિયો પહેરી લ્યો અને તોક જંજીર ગળામાં ઘાલો. એમ કહી હુકમ આપવે ઘણા જણા ઉપર પડીને પકડી લીધો ત્યાર પછી તેના માટે કરાવેલા દાગીના તેને લટકાવી દીધા પછી ફતે થવાની ખુસાલીમાં ઉપરા ઉપરી તોપોના અવાજો થવા લાગ્યા, આ વખત દુવાગણુ રાણી પોતાના બન્ને ભત્રીજાને સાથે રાખીને પૃથીસિંહે સિંહને માર્યો હતો તે બાગ જોવા ગઈ હતી, ત્યાં તોપોના અવાજ સાંભળી પુછતાં—

સુરતસિંહ—ઘણા દિવસે બાદશાહ સાથે મારા કાકાની મુલાકાત થવે ખુશાલીની તોપો છુટતી હશે.

રાણી—નહિ, મને સમાચાર મળ્યા પ્રમાણે કેદ થયા હશે.

ગુલાબસિંહ—કાકાને કેદ કરીને ઓરંગજેબ ઓરંગ માગેછે!

સુરતસિંહ—હવે ઓ રંગમાં શું વિચાર કરવાનો છે? (એક દમ દોડતાં આવે છે તે દેખીને બાગનો કામદાર મિથુનગોડ દરવાજો બંધ કરીને).

મિથુનગોડ—જસવંતસિંહજી કેદ થયા અને તમે અહીંજ મુસલભોગ થઇ પડશો નમાઇ બીજુ લશ્કર મુકામે મરશે માટે બચાવ કરવો હોય તો હું હોકો ભરૂં તે પીયો અને આજથી રોટી બેટીની છુટી કરો તો દરવાજો ઉઘાડું. (રાણી અને બન્ને કુંવરોએ વિચાર કર્યો કે એમ કર્યા વિના છુટકો નથી).

રાણી—મિથુનગોડ, રજપૂતોને ભીડમાં સહાય થનાર રજપૂતજ

છે, માટે આજથી તમારી [1]રોટી બેટીની છુટી છે લાવ હોકો (હોકો લાવે છે તે બન્ને કુંવરોએ પીધા પછી રાણીએ મઘાની પોશાક પેર્યો દેખીને મિથુને દરવાજો ઉઘાડી પોતાના ગોડ રજપૂતો સાથે લઈ રાણીની સંભાળ રાખવા સાથે ચડયો).

દુહો.

**नाम रहन्तां ठक्करो, नाणा नांहिं रहन्त;**
**कीरत हन्दा कोटडा, पाडया नांहि पडन्त.**

જસવંતના જશ ક્ષપાવવા માટે તેની હાડી રાણી (જસવંતસિંહ પણ કોટે પરણ્યો હતો) પોતાના બાર હજાર સ્વારો લઈને વાદળની ઘટાની પેઠે ચાલતા તુરંગ રજ રંગ ઉડાવતા જંગને જગાવતા અને ચિડિવૃંદ ઉપર બાજના ઝપાટા લાગે તેમ વાજીના વાગતા સપાટા સાથે છુટા મૂકેલા કેશોથી જાણે જોગણી જતી હોય એમ ખુલ્લા ખડગે જતી જોઇ લોકોને વિસ્મય થતું હતું કે, આતે સમુદ્રે મર્યાદા મૂકી, કે પૃથ્વી ઊથલ પાથલ થવા લાગી? એમ ભ્રાન્તિ પેદા કરતી દિલ્લીના દરવાજે આવી વાસેલા દરવાજાના કમાડો ઉપર કુહાડાના પ્રહારો કરી દ્વાર તોડી અંદર પ્રવેશ કરેછે એટલામાં તળ ઊપર પડેલું જસવંતનું બીજું લશ્કર આવી પોંહોંચ્યુ, એટલે અંગરખાનું ડાબુ પાશુ જુવે તેને કતલ કરતે બજારમાં વીર હાક

---

૧ મિથુન ગોડના બાપ અર્જણમલ્લ ગોડે પોતાના બનેવી અમરસિંહને દગાથી માર્યા પછી રજપૂતોએ ગોડ રજપૂત માત્રનો હોકો પીવો નહિ, અને રોટલો ખાવો ખવરાવવો નહિ તથા કન્યા વેહેવાર રાખવો નહિ એવો સંપ કર્યો હતો.

ભાડતે ભરજોસમાં વર્ષતા મેઘાડંબર છાયું હોય તેમાં ચપળ વિજળીના ચમકારા થતા હોય તેમ ફરતી તરવારોના પ્રહારથી લોહીના નાળા ખળકવા લાગ્યા, ઢાલોના ધડાકા અને કટારોના કડાકા થવા લાગ્યા. બીજી તરફથી ભ્રમરોની પેઠે ગુંજારવો કરતાં કમાનમાંથી છુટતાં બાણો મુસલમાનોના પુષ્ટ શરીરમાં કેળના થંભને ભેદી પાર નીકળે તેમ નીકળવા લાગ્યાં, આ વખત બાદશાહ મેહેલની પાછળ બપોરની વખતે ભયંકર નાદે શ્વાનો રૂદન કરવા લાગ્યાં.

દિલ્હીના બજારમાં કળાહોળ મચી રહ્યો સાંભળીને દરબારના ચોગાનમાં હજારોના માથાં નમાવનારી રજપૂતોને સામે સેંકડો તોપોના મોહોરા ફેરવીને વાદળની ઘટા બંધાય તેમ ધુમ્રના ગોટા ઉડવા લાગ્યા; ગોળાના ધમધમાટ સાંભળી કાયરના પગ જમીન ઉપરથી છુટવા લાગ્યા, પણ રાજપૂત્રો તેવા દેખાવની દરકાર ક્યારે રાખતા હતા? દેહ પાડવી કે કામ સાધવું એટલુંજ સમજતા હતા, તેથી એકદમ તુટી પડવા લાગ્યા તે વખત હાડી રાણીની સમસેર ફરતી દેખીને મરડેલી મુછોવાળા મુગલો અજાયબી પામી બોલ્યા કે,

## कवित,

चपलासी कला खेले एसी बला कोंन भला!
झलामल होती [1]करवाल करतानीहे
बिखरे हे बाल [2]असी काल लीये धसी आवे
मुगलोके मुंड काटे; एसी कोन [3]दानी हे?

---

૧ તરવાર. ૨ તરવાર ૩ રાક્ષસણી.

**ચડીહે ચામુંડ ચંડ મુંડજ્યો બિદારવેકોં**
**મારે ટેઢી તકી અસી કોન અભિમાનીહે?**
**કવિ કહે આજ મ્લેચ્છ દાના મારિવેકો ચડી**
**કાલિકા કે રૂપ કમધજ[૪] કુલરાનીહે.**

બાદશાહ વન દહન કરવા દાવાનળ જેવા દળથી રાણી દરબારમાં દાખલ થતાંજ દોડીના દરવાનોને જમના સ્વાધીન કર્યા, પછી દમામે ડંકા દઇ મેદાન પકડયાં તે વખત તોપો ઉપર ઉભેલા ગુલુંમહાજનાં માથાં કાપી નાખ્યાં દેખી બીજા ગુલમહાજો નાઠા એટલે તોપોના મોહોરા મેહેલ સામે ફેરવી રજપુતોના પેહેરા મૂકી દિધા, પછી વીજ દેશમાં રમાતી હોળીની રમતની ગમત આરંભી તેમાં ખડગ, ખંજર અને કટારના ખેલાડી રજપુતો પોતાનું બાપુકું પરમધામ પામવા માટે શંકરે જેમ ત્રીજું નેત્ર ક્રોધાયમાન થઈ ઉઘાડયું હોય તેમ શસ્ત્રો સાથે શસ્ત્રો અથડાવી અગ્નિના પુષ્પો ઉડાવતા, બાણોની ઘટા બાંધતાં જેમ અંધને રસ્તો નહિ મળવે પારકા ઘરની પછીતો ભરતા ચાલે તેમ બન્ને હાથમાં ધરેલાં ખડગો વડે શત્રુઓના શરીરો સંભાળવા લાગ્યા. કેટલાક કબંધપણે પારકા પોતાના ઓળખ્યા વિના ખુશી પડે ત્યાં તરવારો મારતા હતા, તોપણ હરહર શબ્દ સામે વારંવાર પીઠ ફેરવી અલ્લા અકબર એવા શબ્દો સામે દોડતા હતા, તે કબંધોને તરવાર મારવા મુગલોને લાગ ન મળવે નીચે નમીને કબંધના પગમાં ઘા કરતા દેખી રજપુતોએ

૪ રાઠોડ.

જાણ્યું કે મ્લેચ્છ લોકો રજપુતના પગે પડે છે એટલે તેનો બચાવ કરતા હતા, આ વખત કવિ લોકો મ્લેચ્છને ધિક્કારતા હતા કારણ કે લડનારના પગના પ્રહાર કરવા વીર લોકોનો ધર્મ નથી.

જે વખત રજપુતોની કડાકડ તરવારો ચાલતીના અવાજો બેગમોના કાન ઉપર આવવા લાગ્યા, અને મેહેલ ઉપર ચડતા દેખ્યા તેથી ભારે ભય પામીને અવરંગજેબને કચેરીમાંથી બોલાવી લીધો, તે વખત મુગલોએ જાણી લીધું જે શાહ તો સટકી ગયો અને આપણે શામાટે મરવું જોઇએ, એમ કહી જેને જ્યાં રસ્તો મળ્યો ત્યાં પોબાર ગણવા માંડયા એટલે હાડી રાણી બાદશાહી તખત પાસે ગઇ પણ જસવંતનો પત્તો લાગ્યો નહિ તેથી પોતાની ખુલ્લી સમસેર ખભા ઉપર મૂકી ઉભી રહી, એટલામાં પાસે ઊભેલો હસ્તખાં બોલ્યો કે, ભાભી, તમારી અમર ચુડી તખત નીચે છે તે સંભાળી લ્યો.

**રાણી**—મ્લેચ્છના તખ્ત સામે હું નીચી નમનાર નથી, દીયરે તે આપવા ઉમંગ ધરવા અવસ્યનો છે.

**હુસ્તખાં**—હવે પછી શાહનો વધારે વિશ્વાસ નહિ રાખવા સુચવતાં રહેજો, એવી ઇસારત કરીને તખત નીચે પેસી જસવંતસિંહને ઘસડી કહાડે છે એટલે ઉપડાવી મેહેલ નીચે લાવી પોતાના ઘોડા ઉપર ઘાસના પુળાની પેઠે નાખી ઘોડા દોડાવતી આવે છે. તે દેખી રજપુતોએ પોતાના ઘોડાઓનો ઘેરો દઇ દોડતા ચાલ્યા ને જે વખત રસ્તામાં અવરંગજેબની માતાના મેહેલ પાસે આવ્યા તે વખત મેહેલ નીચે ઉતરી ઉભેલી શાહની મા બોલી કે, અરે! આ રજપુતો દરબારની મુરજાદ તોડીને જાય છે તે દેખી દૂર રહેનાર

મુગલો ક્યાં મરી ગયા ?

**સુરતસિંહ**—રજપુતનો અંશ જેનામાં નહતો એવા કલમો પઢનાર જતા રહ્યા પણ રે દાદી, માલદેવે તમને કલમો પડાવી અહીં આપી ત્યારથી તારૂં મોડું જોવાનો ધર્મ ન છતાં વચમાં આડી આવે છે માટે કહુંછું કે દૂર હઠ, નહિતો એક દાદીની બેદાદી બનાવી દઈશ, એવી જરબ દઈ આગળ ચાલતાં એક મુગલે જસવંતના માંથામાં તીર મારવા કબાનમાંથી છોડયો, તે આવતો દેખીને રાણીએ આડો હાથ ધરવે તેની કોણી અને કાંડાના વચે વાગી આરપાર નીકળી રોકાણો દેખી પોતાની તરવાર વડે આગળ પાછળથી કાપી બાકીનો ભાગ હાથમાં રહ્યા તેથી થતા દરદની દરકારે કર્યા વિના મધ્ય બજારમાં આવતાં ચોવીસ હજાર રજપુતો સામે મુગલ પઠાણો અને કાબુલિ લોકોનો મોખરેથી મોખરો જડાઈ ગયો, અને જ્યારે ભરપુર મુકાબલો થયો ત્યારે તોપ, બંદુક, તીર, જંબિયા, તરવાર, કટાર, ખંજર અને ગુરજો વડે ઘમશાણ મચ્યું, તથા સાંગ્યોના સપાટા ઉડવા લાગ્યા, તે વખત ભલા ઘરની મોરીઓમાંથી પાણીની ધારા ચાલે તેમ માથાવિના ધડોના ખાળો ખળકવા લાગ્યા, શૂરવીરોની ઠોકરો વડે દડાની પેઠે માથા ગબડવા લાગ્યા, આ વખત સુરતસિંહને ક્રોધ આવવે કાબુલી સુબાના હાથી ઉપર ઘોડો કુદાવી સાંગ્યનો માર દેતાંજ સુબો હાથી ઉપરથી ઉછળી નીચે પડયો દેખી શાહની ફોજમાં ભંગાણ પડયું.

## દુહો.

**जननि जणे न वारवार, थीर रहे न काया;**
**सतु पुरुषोका जीवणा, थोडाहि फुरमाया,**

એ રીતે શીરોહીની સમશેરના કડાકા ઊડાવતા જસવંતસિંહને લઇ દરવાજા બહાર નીકળી મુકામે આવ્યા, અને હાડીરાણી પોતાના તંબુમાં અદબગસ્ર દાખલ થઇ, એટલે તુરત જશવંતસિંહના તોક જંજીર અને હાથ પગની બેડિયો તોડી નેત્રોના પાટા છોડયા.

**જસવંત૦**—( પોતાના રજપુતોની કચેરી ભરીને ) મને કેદમાંથી છોડાવી લાવનાર ઘોડા સ્વારના હાથમાં બાણ વાગવે આગળ પછાળથી કાપી પોતાને થતા દરદની દરકાર રાખ્યા વિના તેજ હાથ મારા માથા નીચે રાખી મને દુખ થવા દીધું નહિ એ કોયો જવાન છે.

**ગુલાબ૦** અને **સુરત૦**-તે તો જમનાજીમાં સ્નાન કરવા આવનાર અને વિના અપરાધે દવાગનું દુખ ભોગવનાર હમારી ગળામ.થી હાડી ઠાકી હતાં !!

**જસવંત૦**—હોયજ નવાઈ શું ? હાડાનું હાડ છો એવું બોલ્યા પછી તુરત હાડીને હસી બોલાવીને માનીતી પાટરાણી કરી છ હજાર સ્વારો સાથે જોધપુરના કિલ્લા ઉપર મોકલી દીધી.

**અવરંગજેબ**—જોધપુર જેપુર અને ઉદેપુરના હિંદુ લોક સાથે દુશ્મની કરી તેનું જાણીને દુશ્મનો અટક ઉતરી ચુકયા તેથી ધાસ્તી લાગે છે, આ મહીમ સર કરવા કોણ જશે ?

**હુસ્તખાં**—આપે દગલબાજી કરી તેથી હવે જસવંતસિંહને શી રીતે વિશ્વાસ આવે ?

**અવરંગ૦**—તમારો પગડી બદલ દોસ્ત છે માટે ગમે તે રીતે સમજાવી મોકલશો. એવી હું ઉમેદ રાખું છું.

**હુસ્તખાં**—હવે તો લેતાના દેતા થશો ત્યારેજતો.

**અવરંગ**—એ વાતમાં હું આડે આવનાર નથી.

**હુસ્તખાં**—એમ કરશો તો તે રજપુતો રણ મૂકી પાછા હઠનાર નથી, એમ કહીને એક કરોડ રૂપિઆ નજરાણો મોકલી ગુપ્તપણે સમાચાર કહાવ્યો કે આવતો ખજાનો લુટી લેજો એટલે બીજો મોકલીશું, તેવું સાંભળીને જસવંતે તેમ કર્યા પછી બીજા એક કરોડ મોકલ્યા, એ રીતે બે કરોડ રૂપીઆ જોધપુર મોકલી કિલ્લાની મજબુતી કરી વિચાર કર્યો કે, ભારત વર્ષની ભૂમિ આપણાથી રીસાઇ મ્લેચ્છને વરી છે ત્યાં સુધી આપણે તેના ઓશિયાળા છીએ માટે, કાબુલ તરફ જવું એમાં કાંઇ વિચાર કરવાનો નથી, એવા એકાનુમતે થઇ શાહને સમાચાર પોહોચાડયા ઉપરથી શાહે છત્રીસ હજાર લશ્કર અને બહાદુરશાહ નામનો શાહજાદો કેદ હતો તેને છોડાવી જસવંતે માગ્યા પ્રમાણે તેના તાબામાં આપ્યો તે સાથે એક મારી પત્ર અને જોઇએ તેટલી તોપો આપી.

**બહાદુરશાહ**—ગોરીશાહને પકડી આપણી ફતેહ મેળવી એ આપના પ્રતાપે હું ઇચ્છા રાખુંછું, એમ હાસ્ય વિનોદ થયા પછી સમુદ્રની ભરતી ઓટ જેવી સેના ત્યાંથી નીકળી સરહિંદ પોહોચ્યા પછી ત્યાના તેસીલદાર પાસેથી પંદર હજાર રૂપૈયા નજરાણો લઇ લાહોરના સુબાને તેમ કરવા ફરમાવ્યું છતાં તેણે ઇનકાર કરવે તેનો ખજાનો લુટી લીધાની ફરીયાદ થઇ પણ સમય વિચારીને અવરંગજેબે દાદ આપી નહિ, તો પણ મનમાં દાગ રાખી બોલ્યો કે જે વખત જસવંત ફતેહ કરીને આવશે ત્યાર પછી તેની રાણીઓને બેગમ કરી કુંવરોને શાહજાદા અને મંદિરોની મહજીદો કરી રાજને ખાલસા કરીશ, કેમકે તેણે મારો ખજાનો ઉરદુગંજ અને

તાજગંજ લુટેલ છે.

જસવંતસિંહ લાહોરથી આગળ વધી અટક નદી ઉપર જઇ મુકામ કર્યો સાંભળીને હવે સારો લાગ છે, એમ જાણી અવરંગજેબે પોતાનું લસ્કર તૈયાર કરી ખાજા પીરની જારતના બાને દિલ્લીથી બહાર નીકળ્યો અને જોધપૂરના દરખતો દેખવા ધાર્યું તેનું સાંભળીને નુરજહાં તેની બેને એક પત્ર લખી તાબડતોબ હલકારાને દોડાવી જસવંતને ખબર આપી, તે ઉપરથી પોતાની બરોબર નભી શકે એવા નેપાળી ગોરખા લસ્કરને અને રાઠોડોને સાથે લઇ મુદામ કુચ કરતો રસ્તામાં એક ગામના મતાદારો પાસે વિશ્રામ માગ્યો, પણ મતાદારોએ જાણ્યું કે શત્રુના ત્રાસથી નાઠો છે એટલે મશ્કરીમાં કહ્યું કે આ દાદરી ગામના ચોરે દાણો ખાણું આપનાર તો એક ઝાડું પટેલ છે. (ઘણોજ ગરીબ જાટ હતો) તેવું સાંભળી તેને ઘેરે જઇ તેને દસ મહોર આપી તે મોહોરો લઈ ઝાડુ પટેલે પીતળના પૈસા સમજી વાણીઆને આપી એટલે ગાંડીમાના ડાહ્યા વાણીએ પીતળના પૈસા છે એવો વિશ્વાસ બેસાડી થોડો દાણો આપ્યો તે લઈ જસવંતની હજુરમાં આવ્યો, તે વખત દુર્ગદાસે જાણ્યું કે ગરીબને ઠગ્યો છે તે ઉપરથી વાણીઆને બોલાવી ચાબુકો જડાવી રીતસર ખોરાકી વગેરે સામાન લીધો તેનાથી ગુજરાન કરી બીજે દીવસે રવાના થઇ થોડા દિવસમાં જોધપૂર આવી પહોચ્યો, તે વખત દરવાજા બંધ દેખી રાતની વખતે એક ખડકીના રસ્તે દાખલ થયો તેથી રાઠોડ લોકોએ તે વખત તોપોના અવાજો કર્યા પછી અવરંગજેબે હસ્તખાને પૂછતાં જસવંત આવ્યાની બાતમી મળી તેથી ગભરાઇને પૂછયું કે, હસ્તખાં, આ જસવંત છે કે ઓલિયો ?

**હુસ્તખાં**—મારા વિચાર પ્રમાણે તો આપના કહેવા મૂજબ લાગે છે.

**અવરંગ**—ત્યારે સવારમાં રાઠોડ લોકો આપણા સામે સમસેર પકડશેજ માટે શું કરવું ?

**હસ્તખાં**—જોધપૂર જોવા આવ્યાનું બાનું કહાડવું ઠીક છે, એવા મનસુબા સાંભળીને શાહની ફોજના પગ ધ્રુજવા લાગ્યા, ત્યાર પછી સવાર થતાં જસવંતસિંહ, દુર્ગદાસ, ગુલાબસિંહ, સુરતસિંહ, અને હઠીસિંહ આદી કેટલાએક યોધાઓએ યુદ્ધના સજેલા શૃંગારો સાથે શાહની સામે આવી કાંઇ પૂછ્યા વિના શસ્ત્ર વ્યાપાર કરવા લાગ્યા, તે ઉપરથી અરંગજેબે એક વિનતીપત્ર સાથે કહાવ્યું કે, હું તો અજમેર ખાજે સરીફની જારત કરવા નીકળ્યો હતો, પણ મામાના બેટા ભાઇનું જોધપૂર જોવા માટે આવ્યો છું પણ તમને કોઇએ ખોટું ભેરવવે ઉદ્ધત પણું આદરો છો તે ઉચિત નથી. અગર તમારા માનવામાં નહિ આવતું હોય તો મારૂં મૂકામ ઉઠાવીને જઉં છું.

બાદશાહ દિલ્લી તરફ રૂક્ષદ થયા પછી જસવંત પોતાની ફોજ સાથે પાછો દાદરી ગામે જઇ ઝાડુ પટેલને ચોવીશ ગામો ઇનામમાં આપ્યાં, તેના વંશજો હજી સુધી બાર ગામ ખાય છે એમ કહેવાય છે. ત્યાર પછી અટક ઉપર પોતાના પડેલા લશ્કરમાં દાખલ થયો તે વખત સેનામાં મોટો ઉત્સવ થયો. અને હતો તે કરતાં બમણો ઉમંગ વધવે અટક ઉતરી પડયા દેખી ગોરી શાહે પોતાના હજારો લીલાં નિશાનો અને તેવાજ રંગના પોશાકે હજારો લડવૈયાનો મોખરો ખડો કરી દીધો, કેમકે કાચા માંસના ખાનાર કાબુલી લોકો

રજપુતો સામે ભીડતાં પાછા હઠે એવા ન હતા, તેમજ રજપુતો પ-
ણ ઓછા ઉતરે એમ કયાં હતા? જસવંતસિંહે પણ પોતાના વીર
રજપુતોને કેશરિયા પોશાક પેહેરાવી દારૂના પ્યાલા ફેરવી દીધા,
સિંધવા રાગે સરણાઈયોમાં વીર રસના ગીતો સુરૂ થયાં, બીજાં વા-
દિત્રો અને ઘોડાના ડંકા સાથે નોબતોનો નાદ આકાશના ભાગને
પૂરતો આનંદમાં બેઠેલા દેવો અને અપ્સરાઓને ચમકાવતો દિગ્મં-
ડળમાં છવાઇ રહ્યો હતો, આ તરફથી હર હર થતાં મ્લેચ્છોને મા-
રો કહેવાતું હતું એટલે સામી બાજુથી અલ્લા અકબર અને હિંદુ
કોરતેજાન બલ હેમાર ગવાતું હતું, સર્વના આગળ ચામુંડાની મૂર્તિ
ચીતરેલું નિશાન અને તેની પાછળ શંકર, ભૈરવ, હનુમાન અને
અંબાના ચિત્રોવાળાં લાલ પીળાં પચરંગી નિશાનો ફરકતાં હતાં,
સામી તરફથી તીર, તેગ, ખંજર, પેસકબજ અને જંબિયા ઝળક-
તા હતા, તેમજ આ તરફથી બાણુ કબાન તરવાર વિછુવા કટાર
બરછી અને ભાલા ભળકતા હતા, દૂરથી ધગ ધમતા ગોળા અને
સનસનાટ કરતી ગોળિયો એક બીજાના ઉપર થઇ જતાં જમીન
ઉપર પડી ધુળ ઉડાવતે નજરે આવે તે ઉપરથી વધારે સાવચેતીની
જરૂર ન રાખતાં આકાશમાં તીડોનું ટોળું ઉડતું હોય તેમ તી-
રો છવાતા હતા, આ વખત બબર નામના બલોચે પોતાની ખેંચે-
લી કબાનમાંથી વેગે બાણુ મુકી હઠીસિંહના કપાળમાં મારતાંજ ઘો-
ડા ઉપરથી ઉથલી પડયો, તે દેખીને ભારે ક્રોધના આવેશમાં આ-
વેલો જસવંત અને દુર્ગાદાસે વિચાર્યું કે, પંજા બાજી કર્યા વિના છુટ-
કો નથી જાણીને બે બે મણના પેહેરેલાં બખતરની ખડખડતી કડીયો

અને ઘોડાઓના પાખરના ધડ ધડતા અવાજે એકદમ કટારો ખેંચી ચીડીના ટોળા ઉપર બાજ તુટી પડે તેમ તીક્ષણ અણીવાળી કટારીઓ વડે હાથો હાથ, બાથો બાથ, છાતી સાથે છાતી ભીડાઇ વળગી પડયા. તેમાં પેહેલેજ વખત જયનદીન મયનદીન અને બબર જેવા મોટા સેનાપતિઓને ઠાર કર્યા. તે વખત ભૂખ્યા થએલા કાબુલિયો રાજપુતનો કાચો માંસ ચાવતા દેખી ક્ષત્રીઓ ડરે એવા ન હતા, પણ કુતરાના જેવા સમજી સિંહ ગર્જના કરી વીર કછોટાવાળી કુદી પડયા. તે વખત જાણે રાત્રીમાં સ્વપ્ન થયું હોય એમ ભચોભચ ભાલા અને કટારીઓ ભોકાવા લાગ્યા, તેમાં અમીરો સાથે અમીર સીપાઇઓ સામે સીપાઈઓ ભીડીને સફરજંગ અને સીરોઈસો ચાલવા લાગી, તે વખત દુર્ગદાસે ગુલાબસિંહ અને સુરતસિંહને લલકારવે બન્ને જણા કટારો લઇ કુદી પડયા તેની બીજી બાજુ ઉપર મોકમસિંહે ( નાનોભાઈ ) તેજ રીતે ધસારો કર્યો તેથી હજારો કાબુલીની કાછલીયો ફોડી નાંખી, પણ ગોરી શાહના દિલમાં દરદ થવાનો લાગ સોધતાં તેના બે શાહજાદા સમીપે સાંપડયાથી તુરત કુંભાર જેમ ચાક ઊપરથી દોરાવડે કાચું વાસણ ઉતારી લે તેમ તેમના માથાં ઉતારી એક ઊંચા ભાગે થાળીમાં મુકી કાબુલી લોકોને દેખતાંજ ત્રાશ આવવે એકદમ તેમની ફોજ નાઠી, અને તેની પછવાડે રજપૂતો મારતા થકા કાબુલિઓએ રોપેલો રણસ્થંભ ઉખેડીને કેટલીક તોપો તથા બીજો લસ્કરી સામાન લુટી લીધો, તો પણ લડાઇનો તમાશો દેખનાર અને લાગ મળવે લડનાર તથા લુટારા કેટલાક લોકો રહ્યા હતા તેમને સામે થવા સુચના આપતાં

અમેતો દેશવાસી છીએ એવો જવાબ મળતો હતો, પણ તે કેવળ કપટ હતું એમ સમજવામાં આવ્યાથી મીઠાઇમાં ઝેર મેળવીને તરેવાર બજાર લગાવીને તે મુકામથી એક મજલ દુર મૂકામ કર્યો, અર્થાત જસવંતે પોતાના નામથી જસવંતપુર વસાવ્યું હોય એમ લોકોના જાણવામાં આવે એવો ભેદરવી મુકયો તે ઉપરથી મીઠાઇનો સૂનો બજાર જાણી મેવાના ખાનાર જંગલી જનાવરોએ પેટપૂર અહાર કર્યો, અને કેટલોક સામાન લુંટી જતાં કેટલાક રસ્તામાં કેટલાક બજારમાં અને કેટલાક પોત પોતાના ઘેર ગયા પછી મરણ પામ્યા, એટલે ગોરી શાહને વધારે ખેદ થઇ નિબળપણું અજમાવ્યું, ત્યાર પછી તેનો કાળા ધડનો કિલ્લો જસવંતે તોડીને બહાદુરશાહને ગાદી નસીન કરી ત્યાંથી પાછો ફરી પિશાવર આવતા અમરસિંહનો પુત્ર રીસાલસિંહ ગુલાબસિંહ અને સુરતસિંહને ત્યાંનું પાણી લાગવે રસ્તામાં મરણ પામ્યા તેથી દિલ્લીમાં એકાદ દીવશ રહી તાબડતોબ જોધપુર આવ્યા.

કાબુલી ફોજને જીતી આવેલા જસવંત માટે ખુસાલીનો પોશાક પૃથ્વીસિંહને આપેલો હતો એવો ઝેર ભરેલો પોશાક જોધપુર મોકલતાં અવલ કેહેવામાં આવ્યું હતું કે, જસવંતસિંહ નહિ લેતો તેની આગળ ખંખેરવામાં આવે એટલે બસ છે ત્યાર પછી પોશાક લઈ આવનારે રાજા આગળ રજુ કર્યો પણ તેણે તે અંગીકાર કરયો નહિ તેથી સંકેત મુજબ કરતાં અને તેની આસપાસ બેઠેલા તથા ખંખેરનારા મરણ પામ્યા, એવા સમાચાર સાંભળી લશ્કર સાથે આવી અવરંગજેબે જોધપુર કબજે કરીને પોતાની કરેલી પ્રતિજ્ઞા રૂપી સં-

મુદ્ર તરી પાર ઉતરચો, એટલુંજ નહિ પણ જસવંતસિંહના બે નાંગે
ની ઉમરના બાળકો અને દુર્ગદાસ હાથ આવ્યાથી તેને પકડીને દિ-
લ્લીમાં લાવ્યા પછી મુસલમાન કરવા મનસુબો કર્યો પણ કેટલાક ર-
જવાડા વચ્ચે પડી તેમ થવા દીધું નહિ એટલે દુર્ગદાસના જામીન
લીધા કે, બે બાળકો સાથે દિલ્લી છોડી બીજે કોઇ ઠેકાણે જવું ન-
હિ, દુર્ગદાસે તે વખત વિચારીને હુકમ માન્ય કર્યો પણ લાગ મ-
ળવે રાતની વખતે દિલ્હીમાંથી નીકળી આબુ પર્વત ઉપર આવી છુ-
પી રહ્યો, કેટલાક એમ કહેછે કે પાટણની પડોસમાં કાંકરેજી મુલકછે
તે વિષે કોઇ એક ગામમાં રહી પીલુખાઇ દિવશ કહાડતો, એમ ક-
રતાં ત્રીસ વર્ષ કહાડયા પછી કુંવરો જવાન થયા છતાં ભીખારીની
પેઠે પેટ ભરેછે એમ વિચારમાં લેતાં સહન થયું નહિ તેથી અવરં-
ગજેબની ધાત કરવાના ઇરાદે ત્યાંથી નીકળી દિલ્લીમાં આવી પોહો-
ચ્યો, તે વખત ચોમાસાની ઋતુ હતી પણ ભર જવાનીમાં ગર્જના
કરનાર ભાદરવાનું કૃષ્ણ પક્ષ હતું, એટલે અંધારાનું કાંઇ પુછવું નહિ
તથાપી વીજળીના ચમકારા ભરજોસમાં થતા હતા, જમનાજીના બ-
ને કાંઠામાં જળ માતું ન હતું અને મોટા વેગથી ગાજતી હતી તે
વખત મધ્ય રાત્રીનો હતો પેરેગીર સીપાઇઓ પોત પોતાની તુટી
ખાટ લઈ ભર ઊંઘમાં પડયા હતા એટલે રોકવાની ભીતી હતીજ
નહિં જેથી જમુના નદીના ઘાટ ઉપર બાદશાહી ગહેલ નિચે ઉંડા
વિચારે નિશ્વાસ નાખી પગથીયા ઉપર ભીંતને ઓથે બેઠો હતો. તે
વખત અવરંગજેબ અને પોતાની માનીતી બેગમ જમનાજીની રમ-
ત જોવા ઝરૂખામાં બેઠા વાતો કરતાં હતાં તેમાં બેગમે પૂછયું કે,
આવી ભયંકર રાત્રીમાં કોઇ બહાર હશે? શાહે કહ્યું કે જેને માંથે

વખો પડયો હોય તેજ બહાર હોય એના દાખલામાં જોધપુરનો દુર્ગદાસ પોતાનાં ગીરાસ માટે આજનો વખો ભોગવેછે, આપણામાંથે એમ વખો પડયો હોય તો બીજે દીવસે મરણ પામિયે, પણ ધન્ય છે રાજપૂત વંશને, આ વખત મારૂં અંતઃકરણ કોમળ થઇ ગયુંછે, એવું સાંભળતાંજ દુર્ગદાસે મોટા અવાજે સલામ સાથે અરજ કરી તેથી તેને ઓળખીને સવારમાં કચેરીમાં હાજર થવા ફરમાવ્યું તે પ્રમાણે હાજર થઇ કુન્નસ બજાવી એટલે તુરત અવરંગજેબે દુર્ગદાસના બન્ને હાથ પકડી પૂછયું કે હવે તમારૂં શું જોરછે? દુર્ગદાસે સમય સુચકતા વાપરી એવો જવાબ આપ્યો કે, કોઈ પણ મરદ સ્ત્રીનો એક હાથ (લગ્નની વખતે) પકડેછે તોપણ આખો જન્મ નિભાવેછે, અને બાદશાહે મારા બે હાથ પકડયા એટલે હવે મને શ્યાની ફીકર રહી? આવા જવાબથી અરંગજેબ ઘણો ખુશી થયો અને તેની અસલ રાજધાની જોધપૂર તેને પાછું આપ્યું એટલે કાકરેજીમાંથી બન્ને કુમારોને બોલાવી રાજ્યગાદીનો અધીકાર ભોગવ્યો.

સમાપ્ત.

# વિશેષ હકીકત.

આ પુસ્તકનું નામ **अमरसिंह राठोड** રાખેલું છે. જેથી અમરસિંહની સંપૂર્ણ હકીકત જેની અંદર જાણવાની ઉત્સુકતા સર્વેને થાય તે સ્વભાવિક છે પણ તે બાબત કેહેવા યોગ્ય હકીકત પ્રસિદ્ધ કર્ત્તાએ પ્રસ્તાવનાની અંદર દર્શાવી છે. તેજ બાબત દર્શાવવાની અહિં આવશ્યકતા હોવાથી પૂનરોક્તિ તરીકે લખવાનું કે આ અમરસિંહ રાઠોડનું પુસ્તક કર્તાએ સદરહુ નામના બંધાએલ રાસા ઉપરથી રચેલ છે, જે માટે થોડો વખત મળવા છતાં રચના છટાવાળા વર્ણનવાળી તથા રૂચીકર છે. વળી તુર્તમાંજ પુસ્તક પ્રસિદ્ધિમાં મૂકવાથી તેમાં જોઇએ તેટલી હકીકત હાલ મળી નહિં; જેથી પુસ્તક એજ સ્થિતિએ બહાર પડયું છે. આ માટે શાહ કુંવરજી વર્ધમાને કેટલીક હકીકત મેળવી એક ટાંચણ કરી રાખ્યું હતું પરંતુ દૈવયોગથી એ ટાંચણ કંઇ ગુમ થઇ ગયું. તો પણ જે જે હકીકત પોતાને યાદ હતી તે તે બીના દર્શાવવા આ પુસ્તકનું પ્રથમ પ્રુફ ગોઠવાયા પછી શાહ કુંવરજીની ધારણા થઇ હતી પણ અફ્શોશ! એજ અરસામાં જેનો નાની ઉમ્મરમાં એટલે પચીશ વરસની ઉમ્મરે અરો શિવ! શિવો કહેતાં કંપારી છૂટે છે કે સ્વર્ગવાસ થયો !!! જેથી આ પૂસ્તક જેમનું તેમ છપાયું છે. જે માટે આ પૂસ્તકના ઉદાર આશ્રયદાતા દર ગુજર કરશે.

મરહુમ શાહ કુંવરજી વર્ધમાનનો જન્મ સંવત ૧૯૨૧ ની સાલમાં હતો તેણે સતર વરસની ઉમ્મર સુધીમાં ગુજરાતી કેટલુંક જ્ઞાન સંપાદન કરી ઇંગ્લીશ ભાષાની પણ કાંઇક ઓળખ કરી હતી અને એજ અરસામાં વીરમગામના મેડીકલ પ્રેકટીશનર શાહ પીતાંબરદાસ ની પાસે કમ્પાન્ડરની જગોએ કામ કરવા માંડયું હતું. ડાકતર પીતામરદાસ તેની ચાલાકી તથા નમ્ર સ્વભાવથી નોકરીમાં સારા ખુશી થયા હતા અને તેમની સારી મમતા બંધાઈ ગઈ હતી આમ તેઓની પાસે આશરે બેએક વરસ નોકરી કર્યા બાદ શાહ કુંવરજીનો નાનો ભાઇ બાલ્યાવસ્થામાં

ગુજરી જવાથી તથા તેના માત પિતાને અન્ય સંતતી નહિ હોવાથી કુંવરજીના પરગામ રહેવામાં તેઓનું દિલ હિજરાવા લાગ્યું આમ માતપિતાના સપ્રેમ આકર્ષણથી ડાકતર પીતાંબરદાસ પાસેથી ખુશીથી રજા લેઇ તે પોતાના ગામ અહિં ધરાંગધરે આવ્યા; અને પોતાના ડાકતરી ધંધા સાથે વિદ્યાનો સારો શોખ હોવાથી સભા કરવી તથા સારા સારા સુધારાના ભાષણો કરવા વિગેરે વિગેરે શુભ કાર્યોનો ઉપદેશ તેના સંબંધમાં મળનારાથી શરૂ કર્યો. અને થોડી વખત સભા ભરી મંડાણ પણ કર્યું હતું તથાપિ તેનો ખાસ દેખાવ કે ખરૂં સ્વરૂપ હજુસૂધી બંધાયું નથી તોપણ એ કામ પાર પાડી જેનો વિચાર વિદ્યાત્યરંગ નામનું ચોપાનીયું કાઢવાનો હતો. એના મળતાવડા સ્વભાવથી સુધારાની ચર્ચા ચલાવવા ઘણા એની પાસે સપ્રેમે વળતા. એના સઘળા કાર્યમાં એને ઉમંગીપણું તથા દૃઢતા હતી. ગંભીર, નમ્ર ને મીઠા સ્વભાવથી સહવાસમાં આવનારા સર્વે કોઈનું ચિત્ત આકર્ષ્યું હતુ પણ જેની અહિં જરૂર તેની જરૂર ઈશ્વરપાસે પણ જણાય છે. જેથી આરંભેલાં સઘળાં કામ એમજ રહેતાં ઓણ સાલ લગ્ન થયા પછી એક માસેજ અનાથ બાર વરસની બાળાને વિધવાપણાના દુઃખ સમુદ્રમાં ઝીકલાવું પડયું છે. તેના (કુંવરજીના) ગરીબ માબાપને સઘળું મંડાણ ફક્ત એ ઉપર હતું તેઓ પણ અસહ્ય અફશોશમાં વિકળતાને પામ્યા છે અહો! ઇશ્વરની રચના અકળ છે થોડા વખતપર જે કુટુંબ પરમ ઉત્સાહ તથા હરખથી માણતું તેની હાલ ઉપર મુજબ સ્થિતિ જોવામાં આવે છે.

જેથી પૂરાતની કોઇ કવિએ કરેલું વાકય પુનઃપુનઃ ઉચ્ચાર કરાવે છે જેઃ—

"આરંભ્યા અમથા રહે, હરી કરે સો હોય."



# આ ગ્રંથને અગાઉથી આશ્રય આપનાર સદગૃહસ્થોના મુબારક નામ.

૧૦૦ નેકનામદાર શ્રીમન મહારાજાધીરાજ મહારાણા શ્રી ૧૦૮ સર કેશરીસીંહજી ર સાહેબ બહાદૂર કે. સી. એસ. આઇ. ઈડર.
૨૫ સ્ટેટ જુનાગઢ. જુનાગઢ.
૬૦ રા. રા. ભગવાનજી રાગજી કપટા. જામનગર.
૫ રા. રા. અમીચંદ નથુ બેલાંણી. ફોટોગ્રાફર ... ... ... ધ્રાંગધરા
૧ રા. રા. ત્રંબકરામ રાગજી દવે. ,,
૧ રા. રા. વ્રજલાલ પીતાંબર ભટ્ટ. ,,
૧ રા. ગગનલાલ કેશવલાલ. ભટ્ટ. ,,
૧ રા. રા. ત્રીભોવંન લલ્લુ મહેતા. ,,
૧ રા. રા. વનમાલી વિ. રાજારાગ. ભટ્ટ. ,,
૧ રા. રા. ત્રીકમલાલ. વિ. કરૂણાશંકર છાયા. ... ... ... ,,
૧ રા. રા. મણીશંકર ગીરજાશંકર.ત્રવાડી. ,,
૧ ભાવશાર ગોકલ દેવકરણ. ,,
૧ ભાવશાર દેવશી જેરામ. ,,
૧ શા. અમુલખ ચત્રભજ. ,,
૧ શા. રઘુ વિ. રતનજી. ,,
૧ કોઠારી છગન ખેતશી. ,,
૧ મી. દીનમામદ આલી. ,,
૫ ભટ્ટ કેશવલાલ રેવાશંકર. ,,
૧ દવે કેશવલાલ વલભરામ. ,,
૧ શા. વ્રજલાલ માણેકચંદ. ,,
૧ શા. સુખલાલ નાનજી. ,,
૧ સુકલ. હરગોવીંદ પરસોતમ. વઢવાણશેહેર.
૨ રાણાશ્રી. સુરજમલ લાખાભાઇ. અંકેવાલીઆ,
૧ રાણાશ્રી. દોલતસિંહજી લાખાભાઇ. ,,
૩ માહારાણા શ્રી બળદેવજી. ધરમપુર.
૫ રા. રા. જાદવજી વહાલજી વકીલ. રાજકોટ.

૨ રા. રા. ગોવીંદજી નાનજી. જુનાગઢ.
૨ રા. રા. ઇશ્વરલાલ અમરજી કચ્છી.
આસીષ્ટંટ ખાનગી. કારભારી. ,,
૩ રા. રા. કુંવરજી કોયાજી શેઠ. રાજકોટ.
૨ રા. રા. મનસુખરામ સુર્યરામ. મુંબાઇ.
૧ ઝવેરી. છગનલાલ મગનલાલ. ,,
૨ એચ. એસ. જાડેજા એરકવાર.
પાટવુકુમાર લાકડીઆ. ગાળા.
૧ નગારચી. મામદ ખરીસાં. ,,
૧ સેખ. હુસેન ખરીસાં. ,,
૧ ખવાશ. લાધા એચર હજુરી. ,,
૧ મહેતા. વીરપાલ રામજી. ,,
૧ શા. રાઘવજી વીરજી. ,,
૧ મી. કીરચંદ રાઘવજી. પોલીશ કો-
ન્સટેબલ. ,,
૧ પટલ દેવકરણ હંસરાજ ,,
૧ ગાંધી, જીવરાજ મકન... ,,
૧ પંજાબી. ગુલમામદ જમાદાર ,,

૧ જાડેજા ગોડજી જીજીભાઇ બીસરા. કચ્છ.
૧ જાડેજા બાપજી ગોયાજી ફરાવી કચ્છ.
૨ સાધુ, ગુલાબદાસજી મુરારદાસજી. માંડવીકચ્છ.
૧ મહેતા ધનજી ગૌરીશંકર હાથીવકીલ ,,
૫ ઠાકોર શાહેબ મુલવાજી કોટડા સાંગાણી.
૩ ગોહેલ શ્રી. સીવસિંહજી ,,
૨ રા. રા. લક્ષ્મીશંકર દુલભજી સ્વાદીયા ,,
૧ ,, ,, ડાયાભાઇ ચત્રભજ ન્યાયાધિશ ,,
૧ ,, ,, શાકરલાલ ગોકળજી ટ્રેઝરર ,,
૧ ,, ,, જેશંકર વિ. કરશનજી દફતરી ,,
૧ ,, ,, છોટાલાલ રેવાશંકર હજુર શી-
રસ્તદાર... ,,
૧ ,, ,, જુઠાભાઇ આશારામ. પોલીસ
સુપ્રીટેન્ડેન્ટ ,,
૧ ,, ,, હંસરાજ જીવરાજ સુપરવાઇઝર ,,
૧ ,, ,, મગનલાલ ત્રીમકલાલ. રે. કારકુન ,,
૧ ,, ,, નર્મદાશંકર કુરણાશંકર દેશાઇ ,,
૧ ,, ,, કુરણાશંકર પ્રભાશંકર રેકાર્ડ

કારકુન... ”
૧ ” ” જેચંદ દેવજી વકીલ ”
૨ ” ”વિજયશંકર ગૌવરીશંકરઓઝા.ભાવનગર.
૧ ચંદ્રસિંહજી ભાયખેરી. છોટાઉદેપુર.
૧ શા. હકગચંદ ડુંગરશી. ઝીંઝુવાડા,
૧ રા. સ. ભીખારામ ગોવીંદરામ. વડોદરા,
૪ રાણાશ્રી, કશળસિંહજી લધુભા. ગુંદીઆળા.
૪ સદા મેહેરબાન રા. રા. મુકુંદરાય
મણીરાય સાહેબ. સુરત
૧ કુમાર શ્રી. દીગવિજયસિંહજી ગંભી-
રસિંહજી. રાજપીપળા.
૧ વખત કુંવરબા સાહેબ. ”
૧ ગલાબ કુંરવબા સાહેબ. ”
૧ હરીકુંવરબા સાહેબ. ”
૨ કુમાર શ્રી. છત્રસિંહજી સાહેબ ”
૧ કુમાર શ્રી, રામસિંહજી. ”
૧ કુમાર શ્રી. નરસંગસિંહજી ”
૧ મહન્ત સંભુગરજી રેવાગરજી ચાન.

૧ રાણા હાલાજી ભીમજી. ”
૫ ઠાકોર શ્રી. સુરાજી. વીરપર.
૧ દવે જીવરામ હરીશંકર ખુંદસેસર.
માંડવી કચ્છ.
૧ કુમાર શ્રી. હરીસિંહજી ગજસિંહજી. ભડકવા-
૧ ગુશાંઇ જુવાલાગરભારથી નારણ
ભારથી. જામનગર.
૧ ગુશાંઇ કરશનગર મનોરગર ”
૧ ઠા. જાદવજી કાનજી હુસફેનહું ”
૧ જોશી ઘેલુ દામોદર ”
૧ કંદોઇ મુલજી કલ્યાણજી. ”
૧ ફરાંશ હશન અલીભાઇ. ”
૨ ઠા. ભના પરશોતમ લુહાણા. ”
૧ શેઠ માનજી જાદવજી. ”
૧ રા. કુરૂણાશંકર મુલશંકર. ”
૧ માહારાણાશ્રી. ખુશાલસિંહજી કશળ-
સિંહજી. સીણોર.
૧ મહેતા રામરાય નંદરાય વકીલ. પાટણ.

૧ મહેતા. પ્રાણશંકર અંબાશંકર ,,
૧ મહેતા. માધવલાલ ઉજમરામ. ,,
૧૦ બાઇશ્રી. માજીરાજ બા. સાહેબ. વઢવાણશેહેર.
૧ રા. પ્રભુલાલ નંદલાલ. બી. જી. જે. પી. રેલ્વેના તારમાસતર. ,,
૧ રા. કુરણાશંકર માધવજી દવે. ,,
૧ દોશી. ધરમશી ઠાકરશી. રૂપસુંદરી વિજય નાટકના કર્ત્તા. માંડવી કચ્છ.
૧ ભોજક તારાચંદ ડોસાભાઇ. ,,
૧ ઠા. હંશરાજ કલ્યાણજી. ,,
૧ અશમતપનાહ બાઇ શ્રી વખતુ બા. સાહેબ. લાઠી.
૧ રા. રા. માધવજી વેલજીભાઈ કારભારી. ચીત્રોડ.
૧ ખવાશ. છોટુ કાલુ. ધરમપુર.
૧ દેશાઇ ભાઉરાય રણછોડરાય. ગોધરા.
૧ નેકનામદાર ઠાકોર શ્રી સાહેબજી. વિંઝાણ.
૧ જાડેજા કુમારશ્રી. ભવાનસિંહજી જશાજી. ભુજકચ્છ.
૧ રા. રા. રૂપશંકર વિ. મોરારજી. ,,
૧ હરજીવંન કહાનજી પોટા લીંબડીવાળા. ,,
૧ ઠકર પ્રાગજી મુલજી વકીલ. ચીત્રોડ કચ્છ વાગડ.
૧ ઠા. ધારશી વિ. ખેંગાર મોનીટર. ,,
૧ રા. રા. જાલણસિંહજી મલુભાઈદેશાઈ. પાટડી
૧ રા. રા. પરશોતમ દાશ. હરજીવંનદાશ ઓપીયમનાં ઈજારદાર. ,,
૧ પારેખ વીઠલદાસ બળદેવદાસ. ,,
૧ રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞીક. મુંબાઇ.
૧ રા. રા. દુલેરાઓ દલપતરામ મહેતા. ભુજનગર
૧ રા. રા. ગૌરીશંકર વિ. જેશંકર કચ્છ તરંગના. પ્રે. શાહેબ. ,,
૧ રા. રા. વિજયશંકર કલ્યાણજી ઓઝા. ,,
૧ રા. રા. ગવરીશંકર વિ. નરભેરામ આચાર્ય. ,,

૨ રા. રા. છગનલાલ દુરગાશંકર સુકલ. ,,
૧ રા. રા. વાઘજી વિ. વલભજી સુકલ. ,,
૧ રા. રા. મોરારજી જેશંકર પંડિત. ,,
૧ રા. રા. મોતીરામ વિ. રવીશંકર.સુકલ. ,,
૧ રા. રા. વજેરામ. વિ. અંબારામ પાઠક. ,,
૧ રા. અમૃતલાલ. દયાળજી વ્યવહારિક. ,,
૧ રા. રા. કરશન શવજી મીસ્ત્રી. ,,
૧ રા. ભુખણદાસ રાગદાસ કારકુન. નવસારી.
૩ ઠાકોરશ્રી. મહોબતસિંહજી મેઢાસણ.
૧ જોશી પ્રભાશંકર વલભજી. ગાર્ડ મોરબી રેલ્વે. મોરબી.
૧ ઠાકોર શ્રી રવાભાઇ તેજાભાઇ. ટીંબા.
૧ જાડેજા જેઠુભા અગરસિંહજી ગણોદ.
૧ સ્કોલર રંગીલદાસ કલ્યાણજી આચાર્ય. જામનગર.
૧ રતીલાલ વિ. મોતીરામ આચાર્ય. ,,
૧ ગૌરીશંકર વિ. રામજી વ્હોરા. ,,
૨ કાશીરામ વિ. બાજીભાઇ પંડયા. ,,

૧ ભગવાનલાલ શોભજી સુકલ ,,
૧ સ્કોલર. હેમતરામ વિ. ઉમીઆશંકર પંડયા. ,,
૧ લાલજી કૃષ્ણજીવન ભટ્ટજી ,,
૧ ત્રીકમલાલજી ગોપાલ ભટ્ટજી ,,
૧ ભગત ગોરધન દોલતરામ ,,
૧ રા. રા. પ્રાણશંકર વિ. બાવાભાઇપંડયા. ,,
૧ કેશવલાલ. દુલભજી પંડયા. ,,
૧ જેષ્ટારામ વિ. ગોવીંદજી સુકલ. ,,
૧ મુનશી. હરીપ્રશાદ વિ. લક્ષ્મીશંકર. જુનાગઢ.
૧ રા. રા. વીઠલભાઈ જેઠાભાઈ. મહેમદાવાદ.
૧ રા. રા. દમોદર મનસુખરામ. ,,
૧ રા. રા. મોહનલાલ દ્વારકાદાસ.ગાંધી. ,,
૧ રા. રા. દલપતરામ ખુશાલીરામ ગુજરાતી માસ્તર જીલાસ્કુલ. બુરાનપુર.
૧ શોની હરીલાલ ભુખણદાસ. સીનોર.
૧ ઠાકોર અચતલાલ બાલકૃષ્ણ. ,,
૧ પરી. હીમતલાલ કરશનદાસ, ,,

૧ તાત્યાજી ચીમણાજી. ,,
૧ રા. રા. ધીરજરામ રઘુરામ કારકુન. ,,
૧ રા. રા. બલવંતરાવ કાશીનાથ. મુ-
લકી સીરસ્તેદાર. ,,
૧ રા. રા. ચુનીલાલ કાશીનાથ. ,,
૧ રા. રા. ગોપાલરાઓ વ્યંકેશ. ,,
૧ રા. રા. દયાશંકર માધવરામ. ,,
૧ જીભાઈ વીશરામ. ,,
૧ મીઠાભાઇ ગલાભાઇ વકીલ રહેનાર
સોજીંત્રા. ,,
૧ દલસુખરામ નાગેશ્વર. ,,
૧ મગનલાલ અમૃતલાલ. ,,
૧ જગન્નાથ દલસુખરામ. ,,
૧ ત્રીકમભાઈ ગોપાલભાઈ. ,,
૧ અમીન વલવભાઇ મુલજીભાઇ. ,,
૧ પરિ. શંકરભાઈ વ્રજલાલ. ,,
૧ રેવાશંકર શોભારામ. ,,
૧ અચરતલાલ ગોરધનલાલ. ,,

૧ મગનલાલ મોતીરામ. ,,
૧ શાકરદાસ ગોરધનદાસ. ,,
૧ ઠાકોર રણછોડલાલ નરશીરામ. ,,
૩ ઠાકોરશ્રી. દોલતસિંહજી નારસિંહજી. સાદરા.
૧ જાની ભાઈશંકર કાનજી હલવદ ,,
૧ કુમારશ્રી. હરીસિંહજી જેઠીજી. કોઠારીઆ.
૧ રા. રા. શંકરજી કુબેરજી ફોજદાર. ,,
૩ ઠકર વીરચંદ કુરજી. ,,
૧ કુમાર સાહેબશ્રી. સામતસિંહજી. મુંબાઇ.
૧ વીધવા વકીલ. મીશ. જે. કે. મકવી. ભુજ.
૧ રા. રા. રણછોડજી ગંગાશંકરશુકલ. ,,
૧ રા. રા. ગુલાબશંકર કલ્યાણજી. જુનાગઢ.
૧ રા. રા. અંબાશંકર ઇદ્રજી આચાર્ય. ,,
૨ સ્ટેટ લીંબડી. લીંબડી.
૧ ગોપાલભાઈ વરજભાઇ મહેતા. વીશનગર.
૧ દેશાઇ માણકલાલ મોજીલાલ ,,
૧ મણીલાલ ચકુભાઈ જાની. ,,
૧ વાડીલાલ છગનલાલ વ્હોરા ,,

૧ નાયક ઉમેદ નારણદાસ. ”
૧ પરસોતમ ઉતમરામ. ”
૧ લાલશંકર છગનલાલ ઠાકર ”
૧ વકીલ જેઠાભાઇ બાલાજી પેટલાદ. ”
૧ વકીલ પ્રભુલાલ સખીદાસ ”
૧ વકીલ રતનલાલ અચરતલાલ ”
૧ મથુરભાઇ કાળીદાસ પટેલ. ”
૧ વકીલ પ્રભુદાસ લાલજી. ”

૧ સલાટ જેશંકર કાશીરામ ધ્રાંગધરા.
૧ કેશવલાલ વીકલભાઇ સીનોર
૧ ગોવીદરાઓ બાલકૃષ્ણ ”
૧ ઠકર દેવચંદ કુરજી વેપારી કુતીઆણા.
૧ સોની રામજી વિ. કાનજી ”
૧ ઠકર મીઠા વિ. પ્રધાન ”
૧ ડાકટર સાહેબ બેનજામજી રૂબેનજી. ”



